# સ્રી મંન મનોરંજક

ગાયન



પ્રસિધ નપ. સંગ્રહ કર્તા

ઉમેદરામ હરગોવીંદ

પનાર "ગુજરાત યુનિયન પ્રેસ"ના માલેક

વાડિલાલ દલીચંદ



અમદાવાદ

કાણું માણેકચોક આગળ કાગદીઓળમાં

શા૦ મોતીચંદ દલીચંદનું મકાન

સંવત ૧૯૨૯.——સન ૧૮૭૩.

કીંમત ૧૦ આના.

# સાંકળિયું



# શ્રી મંન મનોરંજક ગાયન



## રાધાના મહીના

કાને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કુણ વાસે;
કે મહીનો દાણી કુ'ણ થાશે, કે જુમના જવાદો પાણી૦
કે માગશરે મન મારૂ મળીયું, કે વખીઆ ભાવ થકી ટળીયું;
કે જેમ લુણ પાણીમા ભળીયું, કે જુમના૦
કે પોસે સોરા પડ્યા અમને, વાલાજી મારા શું નમીએ તમને
કે દલાસા દીધા છે અમને, કે જુમના૦
કે માહે મકર તણે માતે, ફુલડીયાં વેરંતી ખાતે:
કે વાલાજી મારા મથુરાના વાટે, કે જુમના૦
કે ફાગણે ફેર ફરે હોળી, કે આછા ચરણાને ચોળી:
કે ચુંદડી મારી કેસરમા રોળી, કે જુમના૦
કે ચેતરે ચતુરા ચેત ધરતી, કે વાલાજીના ગુણ ગાતી ફરતી;
કે તોય મારે વાલે કીધી નરતી, કે જુમના૦
કે વેષાખે વાયા વાવલીયા, કે ઘેર પધારો નાવલીયા;
કે દુધડે ધોઊં તારા પાવલીયા, કે જુમના૦
કે જેઠે જગજીવન આવ્યા, કે સઉ લોક વધામણી લાવ્યા;
કે વાલાજી મારા કશુએ નાકાવ્યા, કે જુમના૦

અશાડે અબળા થઇ ઝાંખી, વાલે મારે ભરજોબન રાખી
વીચારો હવે વાત પશે વાંકી, કે જુમના૦
શ્રાવણ સરવડાએ વરશે, કે નદીએ નીર ઘણાં સરશે;
કે કોયલડી ટઉકલીઆ કરશે; કે જુમના૦
ભાદરવો ભલી તરે ગાજે, સૈયર ઘેર વલોણું વાગે;
તે તો મારા રૂદીઆમાં દાઝે, જુમના૦
આસોની રૂજની અજવાળી, કે સેવ વણું કે સુવાળી;
કે વાલા વિના આ શી દીવાળી, કે જુમના૦
કે રાધાને હાથ સોનાના ચુડી, કે રમતા દીશે છે રૂડી;
દુખરે સરવે ગયાં છે બુડી, કે જુમના જવાદો પાણી૦



# કેશીની બઇરીના મહિના.

કારતક મહીને કેશી જેનો કંથરે. સાહેલી
આ એ અબળાના દુખનો નાવે અંત, સાંભળો૦
દિવશ ઘટેને રજની મોઠી થાશેરે, સાહેલી.
આ કેશીની અબળાના કેમ દીન જાશે. સાંભળો૦
હીમાળાનો શીતળ વાયુ વાયરે. સાહેલી.
આ એ મહીનો એવી રીતે કેમ જાય. સાંભળો૦
માગશર મહીને શુખ પામું શી પેરરે. સાહેલી.
આ કેશીડે તો માંડયો અકરાકેર, સાંભળો૦

ઉપજ ખરચની વાત કશી નહી જાણુરે, સાહેલી.
આ ભાઈ બેઠા નીજ બાપ તણી કમાંણી, સાંભળો૦
પડ્યો રહે કયાંઈ કેફી રસ્તા માંપરે સાહેલી.
આ એ મહીનો એવી રીતે કેમ જાએ સાંભળો૦
પોસે તો ઘર વેચી બેઠા પાપીરે સાહેલી.
આ પીએર જવાની રજા વહુને આપી સાંભળો૦
જેણે મુજને પરણાવ્યું એવું પાપરે સાહેલી.
આ પેલા ભવનાં દુશમન માને બાપ સાંભળો૦
એ રતમાં શાસરે જવું સહુ ચાહરે સાહેલી.
આ એ મહીનો એવી રીતે કેમ જાય. સાંભળો૦
મહા મહીનામાં બોલે લોક વસંતરે સાહેલી
આતે દુખણી કેફીડા જેનો કંથ સાંભળો૦
વન પાલાઆં આંબે આવ્યો મોહોરરે સાહેલી
આ દુખણીને સુખ નથી ઓણ કે પોહોર સાંભળો૦
ભમર ગાંન સુણી પીઉ મળવા મન થાયરે સાહેલી
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળો૦
ફાગણમાં નર નારી ખેલે ફાગરે સાહેલી.
આ કેફીની અબળાને અંતર આગરે સાંભળો૦
રમે જમેને હશે આવી નર નારરે સાહેલી.
આ કેફીની પરણેલી ખાએ માર સાંભળો૦
જોવું ને રોવું ઘર બુણા માપરે સાહેલી.
આ એ મહીનો એવી રીતે કેમ જાએ સાંભળો૦

અંતરમાં કેમ ધીરજ રાખું ચીતરે સાહેલી.
આ કેરે કરે કેશીડો નાતને નાત સાંભળો૦
એ પરમેશ્વરે કેમ આવો વર આપ્યોરે. સાહેલી.
આ એ વરથી તો ગતી ભલો રંડાપો સાંભળો૦
બેહેણા વાળાના કુશીઆદો થાયરે. સાહેલી.
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળો૦
વીલખંતે આવ્યો મહીનો વઈશાખરે સાહેલી.
આ ધુપ તપે દીલ થાએ બળીને રાખ સાંભળો૦
સુરજ તપેતો છતર આડુ રાખુરે સાહેલી.
આ દીલ દાઝે તે કેની આગળ દાખુ સાંભળો૦
રજની ઘટીને દાહાડા મોહોટા થાયરે સાહેલી.
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળો૦
જેઠેતો જીવડલો જળવા લાગ્યોરે સાહેલી
આ કેશીની અબળાનો આનંદ ભાગ્યો સાંભળો૦
પગ દાઝેતો મોજડીઓ લઈ પારૂરે સાહેલી..
આ કાલજડુ દાઝે તે કેમ કરી ઠારૂ સાંભળો૦
કેશીડાને કાંઈ નકહે સમજાયરે સાહેલી
આ એ મહીનો એવી રીતેકેમ જાય સાંભળો૦
અસાડમાં ચડી આવેછે ઘનઘોરરે સાહેલી.
આ મોટા હરખ ધરીને બોલે મોર, સાંભળો૦
કેશી પીઉ બંધીખાનામાં માહાલેરે સાહેલી.
આ પરણેલીના દીલમાં એ વાત સાલે, સાંભળો૦

નીલાંધરા વિધ વિધનાં અંન વવાયરે સાહેલી
આ એ મહિનો એવી રીતે કેમ જાય, સાંભળો૦
શ્રાવણમાં મેં શીવ પુજા નહી કીધીરે સાહેલી.
આ દૈવે મુજને કેશીને કર દીધી સાંભળો૦
ચિત ટળેલો વ્યસની જુઠો ચોરરે સાહેલી.
આ એ સગપણ કરનારો મરજો ગોર. સાંભળો૦
ભાગ્યવંતી જે પીઉ સાથે સોહાયરે સાહેલી.
આ એ મહિનો એવી રીતે કેમ જાય. સાંભળો૦
ભાદરવે ભરજોબન એળે જાયરે સાહેલી.
આ કેશીની બઈરીને કેમ સુખ થાય. સાંભળો૦
નદીએ આવ્યાં પુરણ જળનાં પુરરે સાહેલી.
આ પીઉ સાંભરતે આગ્ય જળેછે ઉર. સાંભળો૦
માળે બેસી પંખીડાં મલકાયરે સાહેલી.
આ એ મહિનો એવી રીતે કેમ જાય. સાંભળો૦
દીવાળીના દાહાડાં આસો માસરે સાહેલી.
આ કેશીની બઇરીતો નીત્ય ઉદાસ. સાંભળો૦
રમે જમે ને ધરે નવા સણગારરે સાહેલી.
આ કેશીની નારી નયણે જળ ધાર. સાંભળો૦
ગુણવંતી મળી મળીને ગરબા ગાયરે સાહેલી.
આ એ મહિનો એવી રીતે કેમ જાય. સાંભળો૦
માસ અધીકમાં અધીક પણે શું કહીએરે સાહેલી.
આ પીઉ બંધાણાને એકલાં કેમ રહીએ. સાંભળો૦

એ વરથી મુજને છોડાવા ધાએરે શાહેલી.
તો દલપતના સ્વામીને લાગુ પાએ. સાંભળો૦



# વાલાજીના માહિના.

કારતક મહીને મેહેલી આલ્યા કુંપરે, વાલાજી
પીતલડી તોડી શું આણ્યો અંત મારા વાલાજી
પેઉજી મારા શું આલ્યા પરદેશરે, વાલાજી
મંદીરિયામાં મુકયાં ખારે વેશ, મારા વાલાજી
ભર દરિયામાં મુજને મુકી વેહેતારે વાલાજી
આવલડી ધાતો હું નવ લેતી, મારા વાલાજી
મેહે જાણ્યું જે ઉજળું એટલું દુધરે, વાલાજી
જાતેને દિવસડે માંડ્યાં જુધ, મારા વાલાજી
સમુદરીઆ નું શીદ ભરાયો ખારોરે, વાલાજી
કોના આગળ કહીએ મન વિસારો, મારા વાલાજી
તમો હમારા દુખડાંના છો જાણુરે, વાલાજી
પીતલડી ઉપર બંધાણા પ્રાણ, મારા વાલાજી
ચોઠેને દિવસડે હમને મળજોરે, વાલાજી
ચોભણના સ્વામીજી વેહેલા વળજો. મારા વાલાજી
માગસર મહિને મંદીર આવા ધાપરે, વાલાજી
એકલડી રાતીના દિન કેમ જાય, મારા વાલાજી

શરીર મારૂં સરપ તણો છે ભારોરે વાલાજી
ઉગરવાનો એકે નથી આરો, મારા વાલાજી
જાય હમારૂં જોબનિયું ભરપુરરે વાલાજી
આંણીને ટાંણે શું ગયાછો દુર મારા વાલાજી
વાલા તમારી વાડીઓ વણસી જાયરે વાલાજી
રોપા વનાતો પોપટ પંખી ખાય મારા વાલાજી
નીર વનાતો નાગરવેલ સુકાયરે વાલાજી
મુળમાંથી લાગી વરેહેની ઝાળ મારા વાલાજી
ધણી વનાનો નીરધણીઆં કેહેવરાઇએરે વાલાજી
આ ગોકુળીઆમાં કેહેના ઓથે રહીએ મારા વાલાજી
પેઉજી માહારા પ્રાણ રેહે તે કરજોરે વાલાજી
થોભણના સ્વામીજી પાછા ફરજો, મારા વાલાજી
પોસ મહિને પડીઆ હમને સોસરે, વાલાજી
જોશીડા તેડાવો જુવે જોશ, મારા વાલાજી
સાને આવા સાને સુંદર શામરે, વાલાજી
તરછોડી શું ગયા ગોકુળ ગામ, મારા વાલાજી
આ ભેઉ બંધવને કેહેજો કુશળ ખેમરે, વાલાજી
વધામણી વાચંતે વાધે પ્રેમ, મારા વાલાજી
હઇડામાંથી નથી ખોલાતો ખટંકારે, વાલાજી
લખીને મોકલજો કાગળ કટકો, મારા વાલાજી
સઇઆરતણીતો હડતાળો દેવરાઇઓરે, વાલાજી
સુંદરજી તમો શું ભુલ્યા મતુરાઇઓ, મારા વાલાજી

ચતુર નરને આરે દેશે ચુપારે, વાલાજી
શામળીઆ સાંભળજે માહારી બુમ, મારા વાલાજી
આ દન ગણતાં માસ ગયાછે ત્રણરે, વાલાજી
થોભણના સ્વામીજી રાખો સરણ મારા વાલાજી
માહા મહિનાના સેહેજલડી છે સુનારે, વાલાજી
ધાતરની ધાટડીઓ કુની વાળેસ મારા વાલાજી.
બાવલડીને કુની કંઠ નાખુંરે, વાલાજી
હઈઆના હીંડોળા મનમાં રાખું, મારા વાલાજી
વાવલીઆ તું વાઓ એકલ વારરે, વાલાજી
હેમાળો હાલચોને કેમ રેહેવાય, મારા વાલાજી
અમો ઉપરતો દુખના દરિયા ભારેરે, વાલાજી
શા માટે શીઆળો ઘેર ન ગાળો, મારા વાલાજી
દેહી તણાંતો દુખડાં કેને કહીએરે, વાલાજી
આંસુડાં આણીને થાકી રહીએ, મારા વાલાજી
તેજ હમારી આંખો તણાં હુલપારે, વાલાજી
હસવાને રમવાતો સરવે ભુલ્યા મારા, વાલાજી
ઓચતાં આવીને પડીઆ દુખડાંરે, વાલાજી
થોભણના સ્વામીજી આપો સુખડાં, મારા વાલજી
વસંત રતની વરણાગી હું વારીરે, વાલાજી
જવું હતું તાહારે એર દેઈ કાં નવ મારી મારા વાલાજી
કુંન હમારૂં કુની સાથે રમીએરે વાલાજી
જીવણજી હમો જીવ વના થઈ ભમીએ, મારા વાલાજી

ઓ પેલાં આહીરડાં ખેલે હોળીરે વાલાજી
સરખી સાહ્યારની મળીછે ટોળી મારા વાલાજી.
ચુવાચંદન ઉડે અબીલ ગુલાલરે વાલાજી.
ભેરભુંગળ ને વાગે મૃદંગ તાળ મારા વાલાજી.
જોરે બનીછે ઘેરીઆની ટોળીરે વાલાજી.
ઓ પેલી પાડોશણ રંગમાં રોળી મારા વાલાજી.
હરી હમારે હૈડે હરખ ન માયરે વાલાજી.
ગોકુળની ગોપીઓ તમને ગાય મારા વાલાજી.
આ વેળા તમો આકાશથી ઉતરજોરે વાલાજી.
પોભાણુના સ્વામીજી વારે ચડજો મારા વાલાજી.
ચઈતર માસે મહોરી તાહારી વાડીરે વાલાજી.
કરમાણુંતાં તેને કુંપળ કાઢી મારા વાલાજી.
વૃંદાવનમાં ભારે દાડમ ફાલ્યારે વાલાજી.
ભીંતડીઆમાં ભારે દુપડાં સાલ્યાં મારા વાલાજી.
ભાતભાતનાં ફુલડાં ફુલ્યાં ધોળારે, વાલાજી.
લીલાં નેં પીળાં રાતા ધોળાં મારા વાલાજી.
કાળીકોયલ બોલે મધુરા મોરરે વાલાજી.
ભમરા ગુંજારવના ઉડે સોર મારા વાલાજી.
ડમરો મરવો ગુલાબને ગુલતોરારે વાલાજી.
[illegible] મુંઝાવાને આવો ઓરા મારા વાલાજી.
અગરચંદનની શોભા નથી અધુરીરે, વાલાજી.
તેને તજેને બેશો સભા પુરી મારા વાલાજી.

જળજમુનાનાં છાંટણિયાં છંટાવુંરે, વાલાજી.
પોળણુના સ્વામીજી તમને ભાવુ મારા વાલાજી,
વઇશાખ માસે વાટ તમારી ન્યાળુરે વાલાજી,
આંખલડી ઉઘાડી ચોદશ ભાળુ મારા વાલાજી,
અંખનામાંતો જાય છે આઠે પાહોરરે વાલાજી,
મંદીરીયામાં નથી વેંતુ સોર મારા વાલાજી,
જીવ હમારો આકુળ વ્યાકુળ થાયરે વાલાજી,
ઘડી એકમાંતો જનમારો વહી જાય મારા વાલાજી,
દુખડામાંથી સુખનો લેતાં લાભરે, વાલાજી,
ઓચિંતો અમ ઉપર પાડ્યો આભ મારા વાલાજી
જગનાં જીવડાં દળવાદળ કેમ સહેશે રે, વાલાજી;
તરણા ઉપર કેમ મેરૂ રહેશે; મારા વાલાજિ;
કીડી ઉપર કટક ચહડાવી લાવ્યારે વાલાજી,
વાહાલપણામાં વિખના છોડ વાવ્યા મારા વાલાજી,
શું નાંખાછો તાણિને તરછોડીરે વાલાજી,
પોળણુના સ્વામીને કહું કરજોડી મારાવાલાજી,
જેઠ માસે જોઇ રહીધું ઠેઠરે વાલાજી,
ઉનાળો ઉલ્યો પણ નવ થઇ ભેટ મારા વાલાજી,
ઘડી ગણતાં માસ ગયા છે આઠરે વાલાજી,
આગળ આવ્યા અસાડાના ઘાટ મારા વાલાજી,
જીવણજી તમને બહુ બળી શુ વાશેરે વાલાજી,
ઉનાળાની આચે દેહ કરમાશે મારા વાલાજી,

પીઉડા તારી કુમ કુમ વરણી મોળરે વાલાજી,
મંગરીએ આણીને ચંદન ઘોળ મારા વાલાજી,
વાંઝણિયે તે વાવલિયા ઢોળાવુરે વાલાજી
શીતળ જળ ગ્રારી આગળ લાવું મારા વાલાજી,
તારે અર્થે આંગણું સ્વચ્છ કરાવું રે વાલાજી
શીતળ વા સંઘાતે રાસ રમાવું; મારા વાલાજી
જાદવ તમને ઝીણાં વસ્ત્ર પેરાવું રે વાલાજી
ધોળાણાના સ્વામીજી લાડ લડાવું મારા વાલાજી
આષાડ માસે આવી મેઘ ધડુકે રે વાલાજી
વીજળિયો ચમકે ને જોર ઝબુકે મારા વાલાજી
આવધ ઉપર શારવે આવી ઉભુરે વાલાજી
સામળિયાજી કાની જોઉ શોધું મારા વાલાજી
ઘેર વળ્યા જે ગયા હતા પરદેશ રે વાલાજી
પેઉજી મારા કાનાં ઓઠાં લેશ મારા વાલાજી
આ ચોઘડાએ એવો ઉપનો નેહ રે વાલાજી
પ્રાણ તજુ કે પાડું મારો દેહ મારા વાલાજી
કાં જાણું જે ભૈરવજળ ઝપલાવું રે વાલાજી
કાશીએ જઈને કરવત મુકાવું મારા વાલાજી
કાં જાણું જે જોગ ધરીને જાઉં રે વાલાજી
તારેને વીજોગે ઓદશ થઉ મારા વાલાજી,
જોયા વીના તે જંપજ નથી વળતા રે વાલાજી,
ધોળાણાના સ્વામીજી શે નથી મળતા મારા વાલાજી,

શ્રાવણ માસે સરવડિયાંની ઝડિયોરે વાલાજી,
એલીની નથી ઉઘડતી ઘડીઓ મારા વાલાજી,
વા વાદળને વાયછે બહુ સોરરે વાલાજી,
નાની મોટી નદીએ આવ્યાં પુર મારા વાલાજી,
કંથ વિના કામનીએ કેમ ખમાશેરે, વાલાજી
પરદેશી પેઉના પ્રીત જણાશે, મારા વાલાજી
જે કાનુડે કંશનું કર્યું નિર્ધન રે વાલાજી
તે કાનુડો કોનું ઠારે મન મારા વાલાજી
આ વાલાનો અધુરો ઘરવાસ રે વાલાજી
માશી મારી તેનો શો વિશ્વાસ મારા વાલાજી
ઢોરાં ચાર્યાં તેનો તે શો તોલ રે વાલાજી
વાટેને ઘાટે દો જુઠા બોલ મારા વાલાજી
ભુધરજી તમે ભરવાડા વટ રાખી રે વાલાજી
ચોભાણના સ્વામીજી જુવો ઝાખી મારા વાલાજી
ભાદરવે ભરનિંદ્રા લાગી મીઠી રે વાલાજી
સ્વપનામા તો તારી મુર્તિ દીઠી મારા વાલાજી
માથે મુગટ પીતાંબર છે પેર્યાં રે વાલાજી
તિલક છાપને ટપકાં કેસર કેરાં મારા વાલાજી
પતાળીયાનો પટકો જોઇને અટકી રે વાલાજી
તે વેળાએ ફુમકાં ચાલ્યાં છટકી મારા વાલાજી
કાને કુંડળ કોટે મોતી હાર રે વાલાજી
જરકશીને જામે ઝળકે તાર મારા વાલાજી

વાંસલડીની વરણાગી શી કહિયે રે વાલાજી
ઘુઘરિયા રૂપાને ઘેલાં થઇએ મારા વાલાજી
વધામણી તો આવે જાશો વાર રે વાલાજી
ધોળાના સ્વામીજી મળિયા મોરાર મારા વાલાજી
આસો માસે આવી વાયસ બોલે રે વાલાજી
ચોકમાં આવીને માસ ડોલે મારા વાલાજી
વધામણી કોઇ લાવે આણી વાર રે વાલાજી
કંઠેથી આલું એકાવળ હાર મારા વાલાજી
તરિયા તોરણ બાંધું મારે દ્વાર રે વાલાજી
... વનુ કુમકુમ વરણી ગાર મારા વાલાજી
સોનાને આફળે પૂરૂં થાળ રે વાલાજી
ભેર ભુંગળ વજડાવું મંગ તાલ મારા વાલાજી
ચાલો સજની વૈકુંઠનાથ વધાવા રે વાલાજી
ધોળાના સ્વામીજી મંદિર આવ્યા મારા વાલાજી
બારે માસે આવી ઝાલ્યો હાથ રે વાલાજી
મોતીડે વધાવ્યા વૈકુંઠનાથ મારા વાલાજી
પુરૂષોતમજી પુરૂશોતમ મસવાડો રે વાલાજી
દયા કરી તે દીવાળીનો દહાડો મારા વાલાજી
હરી અમારે આનંદ ઓછવ થાયરે વાલાજી
માનનિયો મળીને મંગળ ગાય મારા વાલાજી
સેવક સરવે આરતિયો ઉતારે રે વાલાજી
અલબેલાજી ઉપર તન મન વારે મારા વાલાજી

ખાન પાન પકવાન મીઠા મેવા રે વાલાજી
જમુના જળ ઝારીએ આચમન લેવા મારા વાલાજી
લવીંગ સોપારી એળાયચી આદરમાનરે વાલાજી
વાળી આપું બિડલે બાસઠ પાન મારા વાલાજી
સુખ શય્યામાં પોઢાડું નંદલાલરે વાલાજી
ધોળણના પ્રભુ નિરખીને થાઉ ન્યાલ મારા વાલાજી

## બાર મહિના

આવોને ઘેર આનંદી અલબેલા,
છેતરી કેમ નાશી ગયા છેલા; આવોને ઘેર૦
કારતક માસે કાજળને તજિયું,
સારૂંરે એક પટકુળ ના સજિયું;
ભાવેરે નામ ભરથારનું ભજિયું. આવોને ઘેર૦
મૃગશિર માસે સુણ તું મૃગનેણી,
મને દીન આપ વડી વેણી;
કામાગ્નીની કયાં જઇ કહું કહેણી. આવોને ઘેર૦
પોસે પ્રિય પોશ આંસુ પાડું,
ગોરી દુખ કયાં જઇ આ ગાડું;
દીવસ કેમ કંથ વિના કાડું. આવોને ઘેર૦
મહાએ મહાસાગર દુખ મારે,
શ્રીકમ વિણ તેમાંથી કોણ તારે;
વ્હાલા કયારે મળશો મારી વારે. આવોને ઘેર૦
ફાગણ માસે વિરહે નાંખી હોલી,

હસી નાંખી નાવ જેલે હોળી;
નાંખે લાલ લલનાને રોળી. આવોને ઘેર૦
ચૈતર માસે ચીત ચમકે મારૂં,
વિવિધ રીતે ન રહે તે વાર્યું;
કરી તમ વીણ કપટાં ઠારૂં. આવોને ઘેર૦
વળ્યાંરે વન વૈશાખે વ્હાલા,
પળ્યા નવ તોપણ નંદલાલા;
કાળ્યાંરે સહુ કપટી અમે કાળા. આવોને ઘેર૦
જેઠે મારૂં જોબનિયું ઝબુકે,
વ્હાલા તમ વિણ મનડું લબુકે;
વિજળી જેરે ભર્તાં ઘણું ભબુકે. આવોને ઘેર૦
અસાડેતો આશા સહુ રાખે,
ચતુર માસે ચાતુરથી ચાખે;
મારૂં મન નીસાસા નાંખે આવોને ઘેર૦
શ્રાવણ માસે સરવડિયાં વરસે,
છતે નીર છેલ મરૂ તરસે;
શામળીયા આ દીન કયારે સરશે. આવોને ઘેર૦
ભાદરવેતો ભરજોબન માતી,
નદી નાથને મળવા જાતી;
દુખી પીડા પીડ ન સ્હેવાતી. આવોને ઘેર૦
આસો માસે આતસ અંગ ઉઠે,
ઓગી આપ તે હું જાણું જે કુટે;

પુછે કોણ રઘુવર ના રૂઠે. આવોને ઘેર૦
પ્રભુ પૂરસોતમમાં આવ્યા;
વધાવીને પ્રીતથી પધરાવ્યા,
બુલાખીના રસીઆ મંન ભાવ્યા. આવોને ઘેર૦

---

## નંદકીશોરના મહિના

કારતક માસે કાનજી સાહેલી રે,
શે અપરાધે સામ ગયા મુને મેલી રે. ૧
અવગુણ અમારા શાં હશે સાહેલી રે,
જે હરીએ ઉતાર્યું હેત ગયા મને મેલી રે. ૨
મુને એકલા અન ભાવે નહી સાહેલી રે,
એ મોટું દુખ માહારાજ ગયા મને મેલી રે. ૩
કોણ આગળ કરૂ ગોઠડી સાહેલી રે,
વાલે તજીયુ ગોકુળ ગામ ગયા મને મેલી રે ૪
કઠણ થયા છે કાનજી સાહેલી રે,
તે સાલે હૈડાં માંહી ગયા મને મેલી રે. ૫
તે દુખે દાઝુ ઘણું સાહેલી રે,
હરી ઘણું દખાડી હેત ગયા મને મેલી રે. ૬
કારતક કઠણે કાઢીઓ સાહેલી રે,
ના આ પા નંદકીસોર ગયા મને મેલી રે ૭
માગશર મથુરાંમાં ગયા હરી આવું રે,

મને એક પળક જુગ જાય સંદેશો કાવું રે. ૮
ઘરનાં કામ ગમે નહીં સાહેલી રે,
મારૂં ચિત્ત પ્રભુની પાસ સંદેશો કાવું રે. ૯
વંદ્રાવનમાં કોણ જાશે સખી આવું રે,
મોરલી વાસે કુણ સંદેશો કાવું રે. ૧૦
બંસી વટના ચોકમાં સખી આવું રે,
હાંરે જળ કરશે કોણ સંદેશો કાવું રે ૧૧
દાણી થઇ કોણ ઘેરશે સખી આવું રે,
કાને મેં માગ્યાં દઇશું દાણ સંદેશો કાવું રે. ૧૨
હસી કોણ બોલાવશે સખી આવું રે,
મુને કોણ કરશે કટાક્ષ સંદેશો કાવું રે. ૧૩
માગશર મોટા મરમ તજી સખી આવું રે,
પ્રભુ નાગર નંદકીશોર સંદેશો કાવું રે. ૧૪
પોશે પ્રભુ મુકી ગયા શો દાવો રે,
તમે નંદ જસોદા મહરી અહીં આવોરે. ૧૫
જુમનામાં ગીંદુ પડ્યો શો દાવો રે,
પ્રભુ કાળી નાગની કાજ હરી અહીં આવો રે. ૧૬
ઇંદ્રે ઘન વરસાવીઓ શો દાવો રે,
ગોવરધન દ્વારકાં કાજ હરી અહીં આવો રે. ૧૭
તમો જાદવ અમો આહીર શો દાવોરે,
ને લોક લાજને કાજ હરી અહીં આવો રે. ૧૮
જુમનાજીમાં ઝિલતાં શો દાવો રે,

ચીર હરવાને કાજ હરી અહીં આવો રે. ૧૯
વાલા તે વેરી થયા શા દાવો રે,
હરી એમ નકીજે નાથ હરી અહીં આવો રે ૨૦
પાસે પ્રેમદા વલવલે શા દાવો રે,
તમે જિવણ નંદકીશોર હરી અહીં આવો રે. ૨૧
માહે મળવા નાથને મન હીસે રે,
હું જોઉછું ચોદિશા વાટ કહીં નવ દીસે રે. ૨૨
શિયાળે સુખ સાંભરે મન હીસે રે,
કેમ જાએ મોટી રાત કહીં નવ દીસે રે ૨૩
મોરલી સુણવા માયરૂં મન હીસે રે,
મેં શોધ્યાં સરવે ગોવાળ કહીં નવ દીસે રે. ૨૪
જે હસવું કરતાં નાથજિ મન હીસે રે,
અમે શોધ્યું વંદ્રાવન કહીં નવ દીસે રે. ૨૫
સપનંતર સરખું થયું મન હીસે રે,
અમો તે દુખ કેમ સેવાય કહીં નવ દીસે રે. ૨૬
આવડું અમે જાણ્યું નહી મન હીસે રે,
છેક આપવી છેહ કહીં નવ દીસે રે. ૨૭
માગે મન વીખળ થયાં મન હીસો રે,
તમે જીવણ નંદકીશોર કહી નવ દીસે રે. ૨૮
ફાગણ કહું ફરી ફરી દુઃખ કાપો રે,
તમો ગોપી જનના પ્રાણ દરશન આપોરે. ૨૯
વસંત આવ્યો વીઠલા દુઃખ કાપો રે,

ગુલાલે ભરયા ગોવીંદ દરશન આપો રે. ૩૦
હોળી હરખે ખેલીએ દુખ કાપો રે,
રમવા સારખી રાત દરશન આપો રે. ૩૧
માથે મુગટ કર મોરલી દુખ કાપો રે,
જુમનાજીને તીર દરશન આપો રે. ૩૨
ગોપીઓ સરવે વલવલે દુઃખ કાપો રે,
એમ કઠણ ન થઈએ નાથ દરશન આપો રે. ૩૩
હરી હવે ધણી થઈ દુખ કાપો રે,
ઓચંતા એકાંત દરશન આપો રે. ૩૪
ફાગણ ફરકે છે આંખડી દુખ કાપો રે,
તમો જાણ નંદકીશોર દરશન આપો રે. ૩૫
ચૈતર ચીંતા ઘણી કરે સઉ બાળા રે,
સ્વામી વિજોગે દેહ પ્રગટી જ્વાળા રે. ૩૬
વદન કમળ સુકાઈ ગયાં સઉ બાળા રે,
ન સુજે એકે પેર પ્રગટી જ્વાળા રે. ૩૭
શણગાર સહુ જે પરહરી સઉ બાળા રે,
સુકાયાં સઉનાં ગાત્ર પ્રગટી જ્વાળા રે. ૩૮
ઘેલીશી ફરે ગામમાં સઉ બાળા રે,
નહી કશન વિના કાંઈ વાત પ્રગટી જ્વાળા રે. ૩૯
ગુણ ગાતી ગોવિંદના સઉ બાળા રે,
વહે નેત્ર આંસુધાર પ્રગટી જ્વાંળા રે ૪૦
શોક સમુદ્રમાં પડી સઉ બાળા રે,

તેનું ચીત રહ્યુ નહી ઉર પ્રગટી જ્વાળા રે. ૪૧
એતર ચીત ઠરે નહી સઉ બાળારે,
તમે નાગર નંદકીશોર પ્રગટી જ્વાળા રે. ૪૨
વેશાએ સઉ વલવલે કયાં જઇએ રે,
મારે હૈએ દુખ અપાર કોને કહીએ રે. ૪૩
શ્રીકમજી તજિ ગયા કયાં જઇએ રે,
વળી હશશે દુરીજન લોક કોને કહીએ રે. ૪૪
પ્રાણ અમારા પ્રભુ કને કયાં જઇએ રે,
વળી સાસુ નણંદનું સાલ કોને કહીએ રે. ૪૫
સુનું સઘળું દેખીએ કયાં જઇએ રે,
ગયા જિવણ પ્રાણ આધાર કોને કહીએ રે. ૪૬
કઠણ થયા છે કહાનજિ કયાં જઇએ રે,
હજુએ ન જાએ પ્રાણ કોને કહીએ રે. ૪૭
પ્રેમ પંથમાં સઉ પડી કયાં જઇરે,
છે વાંકી સઘળી વાત કોને કહીએ રે. ૪૮
વેશાએ રાખ્યાં વેગળાં કયાં જઇએ રે,
છો નાગર નંદકીશોર કોને કહીએ રે. ૪૯
જોઉ કાવે જોગીતા એમ હરીને રે,
શું અટકાયા કુબજા સાથ ન આવ્યા ફરીને રે. ૫૦
પ્રીત કરી લપટાઇ ગયા એમ હરીને રે,
મળી મથુરા કેરી નાર ન આવ્યા ફરીને રે ૫૧
વાંક કાઢીને વળગતાં સઉ હરીને રે,

ભુલી શી વાતે મોહન ન આવ્યા ફરીને રે ૫૨
અમો અબળાનું શું ગજું કહે હરીને રે,
તે તમને ન ઘટે નાથ ન આવ્યા ફરીને રે. ૫૩
વાંક શાછે વિઠલા કહે હરીને રે,
છેક દઈ ગયા છો છેહ ન આવ્યા ફરીને રે ૫૪
મારૂં જોબનિયું એળે ગયું કહે હરીને રે,
હું તો ક્યાં લગી રાખુ ધીર ન આવ્યા ફરીને રે ૫૫
જોઠે ઠેઠ જોઈ ગયા કહે હરીને રે,
છો નાગર નંદકીશોર ન આવ્યા ફરીને રે ૫૬
અષાડે ઘન આવીયો ઓ બેની રે,
થયા વિજળીના ચમકાર મનડું રહેની રે. ૫૭
બપૈયો પીઊ પીઊ કરે ઓ બેની રે,
મદમાતા બોલે મોર મનડું રહેની રે. ૫૮
સેજ પડો સાભરે ઓ બેનીરે,
વળી મંડ્યો વરસે મેહ મનડું રહેની રે. ૫૯
લોક લાજ મેં પરહરી ઓ બેની રે,
હું જાઊં પ્રભુની પાસ મનડું રહેની રે. ૬૦
ધીરજ મેં રાખી ઘણી ઓ બેની રે,
હજુએ ન આવ્યા નાથ મનડું રહેની રે. ૬૧
કોઈ સંદેસો કહે મને ઓ બેની રે,
હરી આવશે આજ કે કાલ મનડું રહેની રે ૬૨
અષાડે ના આવીયા ઓ બેની રે,

છો જિવાણુ નંદકીશોર મનડું રહેના રે. ૬૩
શ્રાવણ વરસે સરવડે તે સાલે રે,
હવે આવ્યાં ચોગાસાના દન કહો કેમ ચાલે રે. ૬૪
હરી કુબજા સાથે ખેલ કરે તે સાલે રે,
વાલે મુકી વરજની નર કહો કેમ ચાલે રે. ૬૫
સંદેશો ના કાવીયો તે સાલે રે
તમે લોક પખ્યા મહારાજ કહો કેમ ચાલે રે ૬૬
વેહેરીડાં કરે વાતડી તે સાલે રે
મારૂં પુરણ બાધુ મન કહો કેમ ચાલે રે ૬૭
વિઠલે રાખ્યા વેગળાં તે સાલે રે,
શું નથી જાણુના નાથ કહો કેમ ચાલે રે, ૬૮
હરી ચતુરભુંથઇ ચુકી ગયા તે સાલે રે,
ગયું જાણપણામાં આજ કહો કેમ ચાલે રે ૬૯
શ્રાવણ સુનો હરી વીનાં તે સાલે રે,
છો નાગર નંદકીશોર કહો કેમ ચાલે રે, ૭૦
ભાદરવો કહે ભાવ શું વરજ નારી રે,
તમે જિત્યા જુગજિવન હરી હું હારી રે. ૭૧
રમતાં રાડ કીધો હશે વરજ નારી રે,
તમે ક્ષમા કરો અપરાધ હરી હું હારી રે. ૭૨
મનમાંથી વ્યાકુળ થઈ વરજ નારી રે,
હવે દયા કરો માહારાજ હરી હું હારી રે ૭૩
તમો કેહેશો તે કરશું અમો વરજ નારી રે.

પ્રભુ રખે રાખતાં રીશ હરી હું હારી રે. ૭૪
ત્રીકમજિ તમે તજ્યા વરજનારી રે,
કેમ વરસે વરસાદ હરી હું હારી રે ૭૫
અમો આહીર અંકાર તજ્યો વરજનારીરે,
તમો છો દીન દયાળ હરી હું હારીરે, ૭૬
ભાદરવે ભુધર નવ મળ્યા વરજનારીરે,
છો નાગર નંદકીસોર હરી હું હારીરે, ૭૮
આસોમાં સખી આવશે વનમાળીરે,
મારે થાશે હરી શું ભેક આજ દીવાળીરે, ૭૯
પ્રેમ દેખી ગોપી તણા વનમાળીરે,
હરી આવ્યા કેવાયા આજ આજ દીવાળીરે,
ગોપી સઉ હરખી ઘણું વનમાળીરે,
ઘેર ઘેર મંગળ ગાય આજ દીવાળીરે, ૮૦
ફરી ફરી મુખ નરખતાં વનમાળીરે,
સઉ હરખે ઘેલી થાય આજ દીવાળીરે, ૮૧
ગોપી પ્રેમે કરતી આરતી વનમાળીરે,
વળી વંચે હસતી જાય આજ દીવાળીરે, ૮૨
મનોરથ પુરણ કર્યા વનમાળીરે,
થયા તે બારે માસ આજ દીવાળીરે, ૮૩
આસોમાં ફરી મળ્યા વનમાળીરે
તમે નાગર નંદકીશોર આજ દીવાળીરે, ૮૪

---

## બહુચરાજીના મહિના

અધિતરે ચંત ઘણું બાંધુ, નમી નમી બહુચર આરાધુ;
મન મારૂં ગોઝ જઈ લાધુ, સેવોને શનખલપુર રાણી. ૧
વૈસાખ વાવલીઆ વાયા, મ જીના ગઢ તણે આવ્યા;
અંબાજીની મોટી છે માયા, સેવોને સનખલપુર રાણી. ૨
જેઠે તો જુગતી છે શારી, હરી હર બ્રમ થકી ન્યારી;
ગોપ્ય ઉપર જાઉં બલીહારી, સેવોને૦ ૩
અષાડે તો મેઘ ઘણા ગાજે, છત્ર શીર બહુચરને છાજે;
ચોઘડીઆ તો અદભુતે વાજે, સેવોને૦ ૪
શ્રાવણ તો શરવડી વરશો, માજીને ભજસો તો તરશો;
નીકર તમે અપડાતાં મરશો, સેવોને૦ ૫
ભાદરવો ભલી પેરે ગાજે, સેવકને શનમુખ થાજે;
ખુંડના બાંવલડી શાજે, સેવોને૦ ૬
આસો માસે આવી દીવાળી, આવ્યાં છે અંબાને કાળી;
ગરબે રમો મોટા માહાકાળી, સેવોને ૭
કારતકે કોયલડી બોલે, ના આવે માડી માજીને તોલે;
તે જોતાં ત્રીભોવન ડોલે, સેવોને૦ ૮
માગશરે માનસરોવર નાહે, બ.ચર આવી ગરબો તો ગાએ
સેવકની મા કરજોને સાહે, સેવોને૦ ૯
પોશે પ્રીત ઘણી સાચી, પાંડવ લીધા ઉગારી;
કોરવ સરવે ગયા છે હારી, સેવોને૦ ૧૦
માહે તો મને નથી ગમતું, મન મ.રૂં રહેછે ભમતું;

મન મારૂં માજીમાં રમતું, સેવોને૦ ૧૧
ફાગણે ફર ફરતી હોળી, પેંપા માએ ચરણોને ચોળી;
કેસર બહુ છાંટ્યાં છે ગોળી, સેવોને૦ ૧૨
બારે માસે પુરણ કીધા, દહીતને ડંડ ભલા દીધા;
દેવતા સઉ ઉગારી લીધા, સેવોને૦ ૧૩
આસો શુદ બીજેને બુધવારે, બારે માસ થયા નીરધારે;
વલવની કરજો મા વારે સેવોને ૧૪

---

## તુળશિના મહિના.

ધન ધન પાટણ ધન ગામ,
ધન તુળશી તારૂ ઉતમ નામ. સાંભળો ગુણવંતાં. ૧
અષાડે તુળશી રોપ રોપાવે,
દેવ દામોદર નિંદ્રા નવ આવે. સાંભળો૦ ૨
શ્રાવણે તુળશી દાહાડે પાને,
હરખ્યા શ્રી નારણ તુળશીને નામે. સાંભળો૦ ૩
ભાદરવે તુળશી ઊંડેરે જાય,
કુંડે સોવરાવે શ્રી જાદવરાય. સાંભળો૦ ૪
આસોએ તુળશી આશા વળુધા,
દેવ દામોદર ખોળામાં લીધા. સાંભળો૦ ૫
કારતકે તુળશી બાળ કુંવારી,
લગન નીરધારીને પરણ્યા મોરારી. સાંભળો૦ ૬

માગશરે મહાવટડે કરીઆ,
શિયાળે તુળશીના આણારે કરીઆ. સાંભળજો૦ ૭
પોષ માશે પડ્યારે પોકાર,
તુળશી વના સુનો સંસાર. સાંભળજો૦ ૮
માહા મહીને સુધ બુધ ન બુજે,
તુળશી વના ત્રીભોવન કુસે. સાંભળજો૦ ૯
ફાગણે ફાગ ખેલેરે ગોવંદા,
પગરે પાવટડે હરી લેલાવટ ચંદા. સાંભળજો૦ ૧૦
ચૈતર ચંત બાલે હેંડોળા,
હિંચોળે હિંચે શી ક્રમજી ગોરા. સાંભળજો૦ ૧૧
વૈશાખે વનસપ્તિ મોરી,
ઓળેને બાળે મેં રમત માંડી. સાંભળજો૦ ૧૨
જેઠે માસે તુળશી કરમાયાં,
શોળસેં ગોપીઓ પાણીડાં ચાલ્યાં. સાંભળજો૦ ૧૩
તુળશીને કયારે ધીના દિવલડા.
હરી હરી કરતાં જાય એનાં જીવડાં સાંભળજો૦ ૧૪
હું તમને પુછું મારી તુળશીરે માતા,
કુણ તારી માતાને કોણ તારો પિતા. સાંભળજો૦ ૧૫
ધરતી મારી માતાને આભ મારો પિતા,
દેવકી મારી સાસુને ક્રમ ભરથાર સાંભળજો૦ ૧૬

---

## અંબાજીના મહિના.

કારતક માસે કરૂણા કરો મુજ માત રે, મા અંબાજી
અલબેલી અંબા સાંભળ મારી વાત રે; મા અંબાજી ૧
વાત સાંભળીને સમરૂ શ્રીહરી નાથ રે, મા અંબાજી
તારા દરીસનની મને મોટી અંબા આસરે;મા અંબાજી ૨
માગશર માસેં મન મળવા અકળાયરે, મા અંબાજી
તારી ઇચ્છા કરતા અંબા દન વહીજાયરે; મા અંબાજી ૩
દીન વહી જાયને આશા મુજને મોટીરે, મા અંબાજી
તારા રંગ મંડપમાં હું નવઆવી લોટીરે; મા અંબાજી ૪
પોશ માસે મુજને મળવા શોશરે મા અંબાજી
મુજ રાંક ઉપર શો ધરવો માજી રોશરે; મા અંબાજી ૫
રોશ નધરીએ તમે છો દેવી દયાળ રે, મા અંબાજી
જેનું નામ ધરવે સેવક જન પ્રતી પાળરે: મા અંબાજી ૬
માહા મહીને કાંઈ વરત સાંભળ્યા તમારારે મા અંબાજી
મા શું જુવોછો કુડાં કર્મ અમારા રે; મા અંબાજી ૭
કુડાં કરમની કરણી છે અધ્યાન રે, મા અંબાજી
તારા દરસનનું મને મોટુ અંબા ધ્યાનરે; મા અંબાજી ૮
ફાગણ માસે ફરી ફરી ઉલટે અંગરે, મા અંબાજી
રંગ ભર્યો ગનડા ન કરશો ભંગ રે; મા અંબાજી ૯
ભંગ ન કરશો તનડું અમારૂં તલખે રે, મા અંબાજી
ચીત અમારૂં ચરણે આવી અટકે રે; મા અંબાજી ૧૦
ચઇતર મહીને ચીંતા મુજને ઝાજી રે, મા અંબાજી
જનમ ધરી નવ નરખ્યા અંબામાજી રે; મા અંબાજી ૧૧

નવ નિરખ્યા મેં અંબા અકળ સ્વરૂપ રે, મા અંબાજી
મા વળતાં ક્યાંથી દેખેશ માના રૂપ રે; મા અંબાજી ૧૨
વૈશાખ મહીને વરસ જાય દેહ નાઠી રે, મા અંબાજી
મા હવે વળતી વેળા રહી છે માઠી રે; મા અંબાજી ૧૩
વેળા માઠીને માથે મોટું દુખ રે, મા અંબાજી
વળતાં ક્યાંથી દેખેશ માના મુખ રે; મા અંબાજી ૧૪
જેઠ માસે મુજને તેડો ઠેઠ રે, મા અંબાજી
નહી તેડો તો જીવણ જાશે વેઠ રે; મા અંબાજી ૧૫
વેઠ જાશેને મીથ્યા થાશે જનમ રે, મા અંબાજી
ભાગ્ય નથી પણ ઓછાં મારાં કરમ રે; મા અંબાજી ૧૬
અશાડ માસે અટકે ન ધરીએ મન રે, મા અંબાજી
તારા દરસન માટે તલસે મારૂં તન રે; મા અંબાજી ૧૭
તન તલસે ને દયા ન આવે માડી રે, મા અંબાજી
મા દયાળી દીલથી શું મુકો છો કાઢી રે; મા અંબાજી ૧૮
શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારે રે, મા અંબાજી
મા જેને ઇચ્છા હોય તે આવે તારે પારે રે; મા અંબાજી ૧૯
મા સંઘ ભરાય ને સઉને ઇચ્છા થાય રે, મા અંબાજી
મા પાપી હોય તે નિશ્ચે પાવન થાય રે; મા અંબાજી ૨૦
ભાદરવે માસે શીદને મન ભમાવો રે, મા અંબાજી
તારા દુર્લભ દરસન આપી તાપ શમાવો રે; મા અંબાજી ૨૧
તાપ શમાવો ને શીતળ કરો છાંય રે, મા અંબાજી
શીશ નમાવતાં પ્રાયશ્ચિત પ્રલે પાય રે; મા અંબાજી ૨૨

આસો માસે અરજ સાંભળજો વહેલી રે, મા અંબાજી
મા આરાસુરમાં કરો આનંદની હેલી રે; મા અંબાજી ૨૩
હેલી કરીને પુરો મનની આશ રે, મા અંબાજી
મા સેવક જનને તેડો તમારી પાસરે; મા અંબાજી ૨૪
બારે માસ પુરણ કીધા માત રે, મા અંબાજી
મા વિશગ પરી વિશ્વાસ ન કરશો ઘાતરે;મા અંબાજી ૨૫
તેરમો મહીનો મારો ઉત્તમ કહેવાય રે, મા અંબાજી
મા હરી પ્રતાપે પુરશોતમ રાઉ ગયા રે; મા અંબાજી ૨૬
પુરશોતમ માસે સંઘ ભરાય બહુ ભારી રે,મા અંબાજી
મા ચાચર ઉપર તરતી ચાલે પારી રે મા અંબાજી ૨૭
આરાસુરમાં નિત્ય આનંદ થાય રે, મા અંબાજી
કરજોડીને બાપો શેવક ગાય રે; મા અંબાજી ૨૮

---

## સીતાના મહિના.

સખી આવેલો કારતક માસકે, કંથ સધારીઆ
જેને માસે ચમકે ટાઢ, શિયાળો હરી આવિઓ
મુને નાખી ગયો નિરધાર, પિઉડે પરહરી
આવી જમડા વેરણ રાત, ન જાએ મારી ઘડી ૧
સખી માગશર મહીને મન માહી, કુણ કરે સોહલાં
જેના પિઉ ગયા પરદેશ, બાળાપણુ દોહલાં
સખી સુના મંદીરિયાની સેજ સુનાં દીસે ઓરડા

જેના પીઉ ગયા પરદેશ, દિન નકોરડા ૨
સખી પોષ માસે પરબ્રહ્મ, પોતાની સાંભરે,
સીતા એકલડાં વન માંહી, જુગને શું કરે
સખિ નહી વણજ નહી વેપાર, વનમાં રહેવું એકલું
સખી કોઈરે આવેને કોઈ જાય સંદેશો મોકલું ૩
સખિ માહ મહીને મન માંહી સૈજમા સાભરે
આવી હેમાળાની તાઢ દેહી મારી થરથરે
સખિ હોય હૈયાની વાત કોઈને નવ કહીએ
જોને જીવન થાય કટકાય અવર નવ ભાળિયે ૪
સખિ આવેલો ફાગણ માસ ફુલે રલિયામણાં
જેના પીઉ ગયા પરદેશ ફુલ કુણ કામના
સખી આવેલો ફાગણ માસ હોળી આવી ઢુંકડી
શખિ પેઉડો પોતાને કાજ વસાવે સુખડી ૫
શખિ વીત્યા તે પાંચે માસ,છઠો તે ચઇતર આવીઓ
પીયર આવ્યા પાન નગણો નાથ ન આવિયો
સીતા ન્હાયાં નીરમળ નિર, અંબોડો વાળિયો
એવો કરમનો ઉગે ભાણુ કાજલ કેમ સારીયે ૬
સખિ વૈશાખે વનમાંહી હિંદોળા હિંચકે
એવા મોહોરા આંબાને રાણ સુડા માથે ઝાટકે
સખિ નાવ્યો નાવલીઓ નાવ નવરસા ઘોળીએ
મારે એકલડાં વખ થાય આંબા કેમ વેડીયે ૭
સખિ જેઠ મહીને જળમાંહી ક્રિયે સંગ ઝિલના

જેના પિઉ ગયા પરદેશ સૈયર માઝી ખેલનાં
સખિ ઉનાળે લુ વાય અગન બહુ ઝાટકે
જેના ગયારે વળાવેલા કંથ હૈયામાં ખટકે ૮
સખિ આવેલો અશાડ મારા બપૈયા રસાળવે
એવી મળીરે વેરણ રાત મેહુલો ટગટમે
સખિ રાજીને સોળ શણગાર શીતા હવે શું કરે
મારા ભીજાય નવ રંગ ચીર નયણેથી નીર ઝરે
સખિ ભરીઆ સરોવર નીર શ્રાવણ વરસ્યો સરવડે ૯
એવો અમારે વરશે મેહ આભેથી ઉતરે
સખી નાહ્યાં નીરમળ નીર અંબોડો વાળીઓ
મારા પિઉના પલંગે ધાઈ કેમ બેસુ માલીએ ૧૦
સખિ ભાદરવે ભરથાર વિના કેમ દાળીએ
એવા કરસાન પાકયાં શાક નવાં કેમ ચાખિએ
સખિ દુખના દિવશ દશ પાંચ આઘેરા ઠેલીએ
જેને દુખ પડે જોને લાખ પણ કેમ મેલીએ ૧૧
સખિ આવેલો આશો માસ તેજી માઝી તગતગે
સખિ સાગર બંધાઓને પાળ રામ રસ ઉતરે
એવો રોળીઓ રાવણ રાય વીભીક્ષણ થાપીયો
એમ વરત્યો જેજેકાર અજોધ્યામાં આવીયો
વાલા ભરત શત્રુગણ હોઈ મીલાવે ભાઈને
એવો રામૈઆ હરીનો દાસ સંભળાવે ગાઇને ૧૨

---

## બાર મહિના

### સાખી.

કારતક રસૈની કુંપળી, નયણાંમાં ઝળકાય;
અંગ સમારે રાધિકા, મનરપ રહ્યો શોભાય. ૧
કારતકે કંપ મેલી ગયા, સાંભળ સેપર વાત;
ગોકુળની રે ગોપાલણી, ઘસવા લાગી રે હાથ. ૧
વાયદા ઉપર વધતા ગયા, દિવસ ગણતાં રે માસ;
અમો રે વિશ્વાસે વળગી રહ્યાં, મોહન મળવાની આશ. ૨
સગાં રે સહોદર છે ઘણાં, નાથ વિના રે શી નાર;
બળ રે કરી નવ બોલીએ, મસ્તક નહી રે મોરાર. ૩
અમો રે મગતાં શું મળી ગયાં, બાકી રાખ્યુ ન કાંય;
કહેવા સરખુ રહ્યુ નહી, જાણે જાદવરાય. ૪
પુર્વનિ પ્રીત સંભારિયે જાણી પોતાનિ દાસ
રત્નાના સ્વામી રે શામળા પુરો અબળાની આશ
ઓધવજીરે સંદેસડો કહેજો મથુરાં મોઝાર
જેરે દહાડાના ગયા નાથજી ઝૂરે વરજની નાર

### સાખી

માગશર મન મેગળ થયો ઉપર નહી ભરથાર
મધુપૂરમાં વાસો વસ્યો અંકુશનો દેનાર
માગશર મહિનો આવિયો નાઠ્યા નંદકુમાર
સંભારતાં સાંસો પડે આંખે આંસુની ધાર

આશા ઉમેદ અવતરચાં અબળાનો અવતાર
કહોને અમે કેમ કીજીયે મેલી ગયારે મોરાર
પ્રથમ તો મધુકર મોકલ્યો વાલે કાપ્યો છે જોગ
આપણ અબળાને એ ઘટે જો જો કરમના ભોગ
ઘરમાં તે હળવી હું પડી બાહાર નવરે બોલાય
કુવા તે કેરી છાંપડી કુવામાંરે શમાય
મળતાં મોટમ નવ રાખિયે આવો શ્રીભગવાન
રત્ના શ્વામી રે શામળા દ્યો દરીશન દાન. ઓધવજીરે ૫

સાખી.

પોશે તો પરવશ પડી, વ્રહ વ્યાપ્યો અતિ અંગ;
ઓષડ ગુણ લાગ્યો નહીં ડશિયો શ્યામ ભુજંગ
પોશે તે પડેલા પુરમાં, જોબન બાળે રે વેશ
પુરણ પાપ તેના મલ્યાં જેના પિયુ પરદેશ
આછી પટોળીરે ઓઢવા, શિયાળાની ટાઢ
પાંચ પહોરની રાતડી, વાલે કીધી છે રાઢ
સાંજ સંજોગે સૌ મળાં, જુવે વાલાની વાટ
વીસારચા કેમ વિસરે, ઉભા જમુનાને ઘાટ ૬
ઘણું રે ગાઢું કરી રાખિયે, હૈડું નવ રહે હાથ
પ્રીત કરી કેમ પરહરચા, નાંખ્યા નગણારે નાથ
બળતી બોલુંછું હું હવે, રજ રાખતા રીશ
રત્નાના શ્વામી રે શામળા, પાયે નામું છું શીશ. ઓધવજી

## સાખી.

મહા મહિને મન માહરૂં, આકુળ વ્યાકુળ થાય
રૂવે વિજોગણ રાધિકા એક ન સુઝે ઉપાય ૪
હજી હરી શે નવ આવિયા, આવ્યો મકર માસ
ભાગ્ય વિના કેમ પામિયે, વાલાજીનો વિલાસ ૧
કુબજા સરખી કામની; આવી હરીનેરે હાથ
આપે કાળાને એ કુબડી, ભલી ભીંજેછે રે ભાત
સરખા સરખી સાહેલડી, જમુના નહાવા જાય;
પુજીને માગે રે પ્રેમદા, મળજો જાદવરાય
એક દુઃખ અમો દાજીયે, બીજુ કુબજાનું શૂળ
નિર્ગુણ જોગ વળી લખે, દાઝ્યા ઉપર લુણ
ક્યારે દમોદર દિલ ધરી, ભેટો શ્રી ભગવાન
રત્નાના સ્વામી રે શામળા, ક્યારે મળશોરે કાન. ઓધવ

## સાખી.

ફાગણ આવ્યો હે સખી, કેશુ ફુલ્યાં રસાળ
રૂદે ન ફુલી રાધિકા, ભમર કનૈયો લાલ. ૫
સગળો શિયાળો વહી ગયો, આવ્યો ફાગણ માસ
અંતરમાં અતિ ઉપજે, હોળિ રમવાની આશ
વસંત વધાવાને હું જતી કુમકુમ ભરીને કચોળ;
કેસરી સાળુ રે પહેરવા, મુખ ભરીને તંબોળ
અબિલ ગુલાલ ઉડે ઘણા વાજે તાલ મૃદંગ

કોકિલ શબ્દ સોહમણા કંપે અબળાનું અંગ
તરૂવર આંબા મહોરિયા ફુલ્યાં કેશુડાં વન
અમો અબળાને એ ઘટ્યું મરવું મુંઝાઇ મન
વેરી વિધાતાયે લખ્યો વાલા તણોરે વિજોગ
રત્નાના સ્વામી રે શામળા આવી કરોરે સંજોગ. સો૦૪૯જીરે

## સાખી.

ચૈત્રે ચતુરા સંચરી ઉભી જમુના તીર
પંથ ન્યાળતી પ્રેમદા રડતાં ભીંજે ચીર
ચૈતર માસનો ચંદલો રૂડી નિર્મળ રાત
સ્વપનામાં સ્વામી રમી ગયા રૂદે થઇ રળિયાત
જાગીને જોતાં દીશે નહી ફાલ પડી છે પેટ
બોલાવ્યા બોલે નહી નાશી પેઠા રે નેટ
કોમળ કર ધરી દીવડો ચતુરા ન્યાળે ચોપાશ
બાળતાં ખુટી રે રાતડી ન મળ્યા શ્રીઅવિનાશ.
પાછલી રાત પરોઢિયું ઉઠી પ્રાતશઃકાળ
જોશીડા જોશ સંભાળ જે આ શું આળપંપાળ
સુખ સ્વપનાનું સાંભરે ભીતર ભડકા રે થાય
રત્નાના સ્વામી રે શામળા આવી મળો તો સોહાય સો૫૦

## સાખી.

વૈશાખ આવ્યોરે સખી વહી ગયા ખટ માસ
હજી સંદેશો નાવિયો કાગળની શી આશ

વૈશાખે વાયા રે વાયલા પાકયાં દાડમ દ્રાખ
પાકી તે રાયણ આંબલી ગળી આંબાની સાખ
જુકનાં લેહેરાં લાગે ઘણાં બહાર નવ નીસરાય
ધરતી ધખેને રવી તપે કોમળ મુખ કરમાય
ફુલડાંની શેજ શમારિયે, મેહેકે ચંપોને જાય
વાલાજી કેરે વીંઝણે, કોને ઢોળુરે વાય
માંગ સમારૂં મોતિયે સેંથે ભરૂં રે સિંદુર
નાથજી લાવો લીજીયે, જોબન જાય ભરપુર
ગ્રીષમ રૂતુ અતિ દોહલી, વાલા વિચારો મન
રત્નાના સ્વામીરે શામળા, સોંપ્યું તન મન ધન. ઓધવજી

## સાખી

જોડે જોડી સોગઠી, પાસા લીધા હાથ
જાણ્યું પડશે પાધરા, અવળા પડિયા નાથ. ૮
જોઠ લગી જોઇ વાટડી, કોઇ આવેને જાય
કાગળ કટકો મળ્યો નહી; લખતાં જાદવરાય
મરવું તે મુખથી કેમ કહુ, મરણ હરીને રે હાથ
પ્રીતમગત મૃત્ય થઇ રહી, જાણે વૈકુંઠનાથ
સગપણ સાચું સઉ કહે, પ્રીત પીતળ કોક
એરે ઉખાણો સાચો મળ્યો, ભલા હસાવ્યા લોક
દોષ અમારા અદ્રષ્ટનો, વાલાજીનો શો વાંક
સુખ દુખ સરજ્યું દેહને, મારી વિધાતાયે ટાંક
ચતુર થઇ નવ ચુકિયે, જાણો અબળાનો ધર્મ

રત્નાના સ્વામી રે શામળા, વળતી બેસારો કર્મ ઓધવજીરે

## સાખી

અશાડ આવ્યો હે સખી કેમ કરિ કાઢું દન
નાથ નમેહેરા થઈ રહ્યા, હદે પડ્યાં રે રતન
અસાડો રે ઘન ઉલટ્યો, માતા વરસે મેહે
વીજલડી ચમકા કરે, વાલે દીધો રે છેહ
મોરના શોર સોહામણા, દાદુર બોલે રે જોર
કોયલડી ટઉકા કરે, નાવ્યા નંદકીશોર
રાત અંધારિ ઉડે આગિયા, દેખી ઝબકે રે મન
દીવડો દીશે બિહામણો, નાવ્યા જગના જીવન
લીલા ચરણા અવનિયે ધરચા તરૂવર ગેર ગંભીર
પંખીડે માળા રે ઘાલિયા, જ્યાં ત્યાં ભરિયાં નીર
જોગીડા પણ પંથ પરહરી, બેઠા એક આસાન
રત્નાના સ્વામીરે શામળા, આવો જગના જીવન ઓધવજીરે

## સાખી

શ્રાવણ માસે સજ થઈ, દરપણ ન્યાળે અંગ
તનક્ષણ તે ધરણી ઢળી, જાણે ડસ્યો ભોજંગ
શ્રાવણ માસ સોહામણો, હીંદોળના દીન
હીંચે તે ગોપી રાધિકા, ઘણું પીડે અનંગ
સખિ રે સાહેલી, સૌ મળી, જમુના નાવારે જાય
કેસરી તિલક સોહામણાં, કોમળ રંગ્યાં રે પાય

ગોરિ પુજે સાહેલડી, કરમાં પુષ્પની માળ
બીજા રે કરમાં કંકાવટી, મુખે શ્રી ગોપાળ
ચાર પોહર જાગરણ કરે, ગોરી ગરબા રે ગાય
રાત થોડીને રમત ઘણી, રખે વહાણુંરે વાય
શાવણે પાકયો અ બલો, કોને કરિયે ભેટ
રત્નાના સ્વામી શામળા, આડો જમુનાનો બેટ ઓધવજીરે

## સાખી

ભાદરવે ભવન પાંચમે, બલકે હીંડોળા ખાટ
પુષ્પને પંખે પદમણી, જુવે વાલાની વાટ
ભાદરવો ભરપુરમાં, ભલુ જણાય જોર
ગગન વિશે કરે કાટકા, નાવ્યા નંદકીસોર
ઉત્તર દેશાથી ઉલટ્યો, થયો ઘોર અંધાર
વીજલડી ચમકા કરે, નાવ્યા નંદકુમાર
પંચરંગના આભમાં, મોટા તાણ્યા રે મછ
ચંપક વરણીરે રાધિકા, ચીર ભીંજાય સ્વચ્છ
નદિયે નીર ભરચાં ઘણાં નવ દીસે ઉતાર
વેરણ જમુના પુરે ચઢી પડ્યો પેલી પાર
બાળ્યુ બધું સુખ દેહનું, જેનો નાથ નઠોર
રત્નાના સ્વામી રે શામળા, બળતી બોલું છું જોર. ઓધવ

## સાખી

આશોયે આશા હતી મળવાની મન માંય

ઓધવજી ભલે આવિયા, વીરા થાઓ વીદાય
દુખનારે દહાડા વહિ ગયા, આવ્યો આસો માસ
સેઝો સપરવે દહાડલે, વસે પોતાને વાસ
નવરે દહાડા ગયા નોરતાં, નાવ્યા દસરા રે માંય
મોટા ઓછવ દીપવાળિનો, આવી કરજો ઇહાંય
સખી સાહેલી સૈ મળી, હરિને લેવાને જાય
આણે મારગ હરિ આવશે, ઉલટ અંગ ન માય
ધનતેરશે ધન ધોઇને,શણગાર સોળ શણગાર
નયણે તે કાજળ સારીયાં, મળવા નંદકુમાર
કોમળ કરમાંરે દીવડો, હઇયે હરખ અપાર
હરિને નીહાળવા નીસરી, ઉભી આંગણા બહાર
મનના મનોરથ વહી ગયા, એકે સિધ્યું નહિ કાજ
રત્નાના સ્વામીરે શામળા, વાલું કીધુંછે રાજ. ઓધવજીરે

સાખી

અધિક માસ વળી આવિયો, તેથી ઉપજ્યો ત્રાસ
વળિ એ કેવો નિતરો, વીત્યા બારે માસ
બારે માસ તો વહી ગયા, તેરમાની શી પેર
પુરૂશોતમ પહેલો નથી, કોણે કીધો છે કેર
બાર રવિ બાર પર્વણી, અધિકું ઓછું ન થાય
અધિક માસ કર્મ ક્યાં લખ્યો, ઘણો થયો દુખદાય
વર્ષ પછવાડે વાછરૂ, મૂકયો છે મળ માસ
રખે વળિ ચૌદમો કરે, એનો શો વિશ્વાસ.

રાધાને લલિતા ચંદ્રાવળી, ભામા આદે જે વામ
સોકોનાં મન મનાવિયાં, આવ્યા સુંદર શ્યામ
તેરે માસ પુરણ થયા, જે કો પ્રેમે રે ગાય
સાંભળતાં સુખ ઉપજે, એહુ વૈકુંઠ જાય
પદ અગનોતેર રાગ સોરઠી, બતરીશોરે બંધ
ગુણીજન મન વીચારજો, એ છે રસનો રે કંદ
સંવત સત્તર પંચાણુંઓ, માશ માગશર સાર
પ્રથમ પક્ષ એકાદસી, ઉત્તમ ચંદ્રવાર
મન કર્મ વચન બુધે કરી, રચ્યા ત્રયોદશ માશ
રત્નાના સ્વામીરે શામળા, પ્રીતે પુરજો આશ ઓધવજી

---

## પ્રીતમના મહિના.

### સાખી

સદગુરૂને ચરણે નમું, મંગુ પ્રેમ પ્રસાદ
દયા કરીને દીજીયે, હરિરસ અમૃત સ્વાદ
વાણી શકે ન વરણવી, સદગુરૂ તણું સ્વરૂપ
બુધી બળ પહોંચે નહી, ઉપમાં રહિત અનુપ
પરથમ પૂરણ પ્રેમશું, વંદુ સદગુરૂ ચર્ણ
તાપ ટળે સંસારના મટે જન્મને મર્ણ

### રત્નાના મહિનાનો રાગ.

સાંભળ સુખ ચિતે કરી, હરીના ગુણ ગાન

પ્રીત સહિત નિત નાથનું, રૂદયે ધર ધ્યાન  સાંભળ. ૧
ગુરૂપદ પંકજ પુજતાં, સૌ દ લોક પુજાય;
શીવ વિરંચિને શારદા, ગુરૂના જશ ગાય.  સાંભળ ૨
અંતઃકારણ હોય ઉજળાં, જડ તિમર ટળિ જાય;
સારવે લાગે સુજવા, પદ રજ મહિમાય  સાંભળ ૩
જપ તપ તીરથ જોગનું, ફળ જે કહેવાય;
પ્રીતમ સદગુરૂ શેવતાં, તેતો સરવે થાય  સાંભળ ૪

## સાખી

સદગુરૂની કરૂણા થકી, ઉપજે નીરમળ જ્ઞાન;
શુધ ચેતન તુરિયા પદે, રહે નિરંતર ધ્યાન.  ૧
કારતકે ચીત ચેત્યો નહિ, ઘડી લાખેણી જાય;
વળતી વિચારીશ જીવડા, પછેથી પસ્તાય  સાંભળ ૧
જો જાણે તો બાંધજે, પાણી પહેલી પાળ;
નીર ગયે નહિ નિપજે, શીર તાકે છે કાળ  સાંભળ ૨
કાયા કુસુમ છે કારમું, વેગે વણશી રે જાય;
અમર થાય જેમ આતમા, એવો કરજે ઉપાય. સાંભળ ૩
કહે પ્રીતમ તું પ્રીછજે, ઇચ્છજે કલ્યાણ;
સંત સમાગમ કીજિયે, મુકી મનની રે તાણ  સાંભળ ૪

## સાખી

મનના પ્રપંચ મુકજે, કરજે તત્વ વિચાર;
દુર્લભ પદારથ જન્મ છે, નાવે વારંવાર,  ૨

માગશર માથા ઉપરે, મોટું મરણનું સાલ;
મારગ વહેછે ઉતાવળો, કોઈ આજને કાલ સાંભળ. ૧
અંતે કોઈ કોઈનું નહી, રામનું લેને નામ;
એક ઘડી ન વિસારિયે, સુખ સાગર શ્યામ સાંભળ ૨
જુઠી બાજી જોઈને, મનમાં આવી ભુલ;
રૂડાં રંગે રળિયામણાં, સિમળાનાં ફુલ સાંભળ. ૩
સુત વિત મંદીર સુંદરી, સુખ સુપન વિચાર;
કહે પ્રીતમ સહુ કારમુ, દીશેછે દીન ચાર સાંભળ ૪

## સાખી

મોતી જેસા ઉદકતણા, તેના હાર ન થાય;
મિથ્યા મન મોદક કરે, તેણે ભુખ ન જાય. ૧
પોસે તે પ્રાણી પ્રીછજો, જેને ગુરૂગમ હોય;
પરમારથ પાકુ રતન છે, જતન કરશો જે કોય સાંભળ ૧
આણછતું આપું માનીને, દુખ પામે અપાર;
માન સમાન આ જીવછે, વહે શકટનો ભાર. સાંભળ ૨
સામગ્રી સર્વે હરિતણી, ભોગવે સંસાર;
મારૂ મારૂં તે કરી રહ્યા, તેણે ખાપછે માર સાંભળ. ૩
તન મન જેણે સોપીયું, શ્રીહરીને રે હાથ;
કહે પ્રીતમ તે પામિયા, વૈકુંઠનો સાથ. સાંભળ ૪

## સાખી

હરશે આપે આપદા, ભજશે પુરણ બ્રહ્મ,

પલકમાંહિ પ્રલયજ થશે, કોટી જનમનાં કર્મ. ૪
માહ મહિને માયાતણા, મર્મ જાણે જેહ;
ભુલવણીમાં ભુલે નહી, તરે ભવજળ તેહ. સાંભળ ૧
બાજીગરનો બાળકો, ગ્રહે હાથ ભુજંગ;
ઔષદ બુટીને ઓળખે, વીષ વ્યાપે ન અંગ સાંભળ ૨
નામ અમૃત જન જે પિયે, તેતો અમર થાય;
જનમ મરણની આપદા, તેની તતક્ષણ જાય સાંભળ. ૩
અજ ઉમાપતિ અહિપતી, જપે નિશ દિન જેહ;
અનંત કોટી ગુણ ઐશ્વર્ય, પ્રીછે પ્રીતમ તેહ. સાંભળ. ૪

સાખી.

સદગુરૂ સંત કૃપા કરે, પ્રગટે નિરમળ જ્ઞાન;
રવિ ઉદયે રજની ટળે, રહે નિરંતર ધ્યાન. ૫

ફાગણ ફુલ્યો સોહામણો, ફુલી જુજવી જાત;
જોયાની રચના ઘણી, રંગ જુજવી ભાત સાંભળ ૧
વિધ વિધ પરની વાસના, ઉઠે અનંત અપાર;
મન ભમરો લાગી પડ્યો, રહ્યો વન મોઝાર ૨
ઠારે ઠરે દ્રુમ હાંકિયાં, આશા અંગર વેલ;
નવપલ્લવ નૌતમ સદા, કોકિલા કરે કેળ સાંભળ. ૩
લીલા લલિત સોહામણી, શોભાનો નહીં પાર;
જન પ્રીતમ એવું જોઈને, રીઝ્યા રૂદય મોઝાર. સાંભળ. ૪

સાખી

નિરમળ નયણે નિરખતાં, દરશે નિજ દેદાર;

સાગરમાં સો ઉપજે, લહરી લોટ અપાર. ૬
ચેતરે ચિત ચિદરૂપમાં, થઇ રહ્યું તદલીન,
નીમિષ માત્ર ન્યારૂં નહી, જેવું જળનુંરે મીન સાંભળ. ૧
ચેતન સિંધુ ઝીલતાં, થયું સુખ શરિર;
સાઉ ઇશ્વર સાઉને વિશે, જેમ મણીકામાં હીર સાંભળ. ૨
એને આધારે સૌ રહ્યું, પિંડને બ્રહ્માંડ;
ચરાચર શોભી રહ્યો, અવિનાશી અખંડ સાંભળ. ૩
બ્રહ્મ જથારથ ભાળતાં, ભાગે મનની રે ભ્રાંત;
પ્રીતમ પ્રાંછે પાધરૂ, થાપ સમજે તે શાંત સાંભળ. ૪

સાખી

સદચિદ આનંદ સૌરવમાં, ભરી રહ્યો ભરપુર;
દિન રજની રહે રંગમાં, નિરમળ વર્ષે નુર. ૭
વૈશાખ જોતાં વેદમાં, માહા વાપક જ્ઞાન;
તત્વ મસી તે તું જાણું, અળગો નહી આન સાંભળ. ૧
વાયુને ઓળે વંટોળીયો, એમ ઇશ્વર જીવ;
વસ્તુ વિચારતાં એક છે, સ્વામ સુત્ર સદીવ સાંભળ. ૨
અરસ પરસ છે એકમાં, જેમ તરણામાં તેજ;
ભિન નહી એમ બ્રહ્મથી, ઓળખે પદ એજ સાંભળ ૩
સલિતા સાગરમાં રહે, સાકર માંહે ગીઠાઇ;
પ્રીતમ પુષ્પમાં વાસના, એવી ગુરૂ ગમ પાઇ સાંભળ. ૪

સાખી

પટ તંતુ ન્યારો નહી, જેપમ હાટકને હાર;

જડ ચેતન જગ દીશમાં, તેજ પુંજન એક તાર, ૮
જોઈ જનમ સુફળ થયો, જો જાણ્યા જગદીશ;
અખિલ ભુવનનો આતમા, ગુણ માયાનો ઈશ સાંભળ ૧
વિશ્વ વિચિત્ર છે જેવડે, કરે રંગ કલોલ;
થંભ વિના થંભાવિયું, બ્રહ્માંડનું ગોળ સાંભળ. ૨
રમવાને બાજી રચી, ધરી નવનવાં રૂપ;
સંશય શોક સ્વભાવથી, થયો જીવ સ્વરૂપ સાંભળ ૩
વિશય વૃતિને આતરે, અવરાયો અનીત;
પ્રીતમ પોતાને વીસરયો, કરે પરશું પ્રીત સાંભળ ૪

સાખી

અંતરજામી આતમા, માનો મિથ્યા ગર્વ;
માયાને પડદે રહી, મોહ પમાડ્યું સર્વ ૬
અપાર અરિતતણા, વરસ્યા વરશા;
હરિ હરિ સગળે થે રહ્યું, થાવર જંગમ જાત ૧
ચિત ચાતક રંગે રટે, બોલે મન મોર;
જ્યાં ત્યાં ચૈતન બ્રહ્મના, ઉગતા અંકુર શાંભળ ૨
સુખ સાગર સેજે ઉછળ્યો, સલિતા શુભ સાર;
બ્રહ્મ નિરંતર જળ ભર્યાં, કોઈ પામે ન પાર સાંભળ. ૩
માંહે મત્સ મગન થઈ, મરજીવા સંત;
પ્રીતમ પલક ન્યારા નહી, રસિયા રસવંત શાંભળ. ૪

સાખી

મહા મુગત જાણે જગત, જે આપે અદ્વૈત;

આણુલીંગી આકાશવત, સ્વયપદ શબ્દાતીત. ૧૦
શ્રાવણ સાધન શું કરૂ, સમરણને ધ્યાન;
અહંકર્તા ઉડી ગયો, થયું સરવ સમાન સાંભળ ૧
પંચ કોશપદ હું નહી, નહી અંતઃકરણ;
ઈંદ્રી અવસ્તા ઉરમી નહી, નહિ વેશને વર્ણ સાંભળ. ૨
જીવ નહી ઇશ્વર નહી, નહિ માયાને માન;
ત્રીધા વૃતી ત્રિગુણ નહી, નહિ જ્ઞાતાને જ્ઞાન સાંભળ ૩
સહું પ્રકાશિત સરવનો, સાક્ષી શુધ સ્વરૂપ;
પ્રીતમ તે પરમાતમા, એનો અકળ અનુપ સાંભળ ૪

સાખી

એન ચરિત્ર જેને નહી, સહુમાં વ્યાપક સોય;
પ્રીતમ તેને પ્રીછતાં, આવાગમન ન હોય. ૧૧
ભાદરવે એક રસ ભર્યો, સચરાચર માંય;
પ્રલય સમે પાણી વિના, દીસે નહિ કાંય સાંભળ ૧
કોર કિનારો પાળી નહી, નહિ આવરણ ને આડ;
એક ચિદાનંદ જોઈને, છળ વિદ્યા છાંડ
સ્વતંતર અંતર નહી, બાહ્યાભ્યંતર બ્રહ્મ;
એમ જાણે તે ઉપાસના, એ વિના મોટા ભ્રમ સાંભળ ૩
બ્રહ્મનિષ્ઠા પળ નવ ચળે, અનન્યતા એહ;
પ્રીતમ પ્રાણ બ્રહ્મ શું, જેને સાચો સ્નેહ સાંભળ ૪

સાખી.

દૃષ્ટ પદારથ જેટલું, તેનો પયો અભાવ;

તન્મય તન તુરિયા તણો, તે શું બન્યો બનાવ. ૧૨
આસો લિલા અખંડ છે, નીરખી નીરધાર;
ઓધ વળ્યા આનંદના, સુખ સિંધું અપાર. સાંભળ ૧
ઇચ્છા ટલી ઇંદ્રલોકની, અજપદ કૈલાસ;
નહિ વૈકુંઠની વાસના, ભાગ્યો બ્રહ્મ વિલાસ. સાંભળ ૨
અધિકારીને આવશે, સમજાણ ને સાન;
મુકત થઇ તે માણશે, મુકી દેહાભિમાન. સાંભળ ૩
સદગુરૂની કીરપા થકી, ઉપનો આનંદ;
પ્રીતમ તે પદ પામીયા, નહી સુરાને મંદ. સાંભળ ૪

સાખી.

જાણવુંતું તે જાણિવું, નથી જાણવું કાંય;
પોતે પોતામાં ભળ્યો, જેમ પ્યાલો પાણીમાંય. ૧૩
ઉત્તરસંડે આદર કર્યો, રચ્યા દ્વાદશ માસ;
ખુટજો પ્રેમે પુરા કર્યા, આણી અંગે ઉલાસ. સાંભળ ૧
સોરઠ રાગ સોહામણો, સુંદર શુભ સાર;
અક્ષરે અક્ષરે અતિ ઘણો, અનુભવ ભંડાર. સાંભળ ૨
સંવત અઢાર આડત્રિશે, કીધો એહ વિચાર;
ચૈત્રવદી તીથી સપ્તમી, ઉત્તમ ગુરૂવાર. સાંભળ ૩
ગાશે સાંભળશે શીખશે, કરશે રૂદયે વિચાર;
કહે પ્રીતમ પદ પામશે, નહીં સંશય લગાર. સાંભળ. ૪

## બીરહુ બાર માશી.

હમકું છાડ ચલે બન માધું,
રાધા સોચ કરે બન માંહેરે;
હમકું છાંડ ચલે બન માંધુ. ટેક.

### બેત ૧

લગત અસાડ ઉમંગ દોઉ આવે,
બીજલી ચમકે ધન બાદલસેંરે;
ચમક ચમક ચારૂ દેશ નિહારૂ,
હજુએ ન આયે બીંદ્રાબનસેંરે;
હમકું છાંડ ચલે બન માધું,
રાધા શોચ કરે બન માંહેરે;
હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦ ૨

### બેત ૨

શાવન શામી અતી છળકીનો;
પ્રીત કરી કુબજા સંગ જારે,
કુબજા સોત જનમકી બેરન,
હમસેં બેર લીયો છીનમેરે;
હમકુ છાંડ ચલે-બન માધુ. રાધા૦ હમકુ૦ ૩

### બેત ૩

ભાદર ભવન ફુલી સબ કલીયાં;

નહિ ફુલી દીનકી કલિયાંરે;
જીન કલીઅનમે ભમર બસતહે,
સો કલિયાં પીયાં માહે બશીરે;
હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦ ૪

બેત ૪

કુમાર કમળ નિરમળ ભયે સંગ,
પીયા નહી આયે મોરે આંગનમેરે;
દરસ દેખાય પ્રભુ આયે બાલમ રહે,
હમ કલપન છાંડી બનમેરે;
હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦ ૫

બેત ૫

કાતીક સોચ કરે સબ સખીયાં;
ઓ રાધા સોચ કરે બનમેરે,
ઉધવ સ્વામી જનમકે કપટી;
કપટ રહો જીનકે મનમેરે;
હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦ ૬

બેત ૬

અગહન ગેંદ બનાયો સખીયાં;
જાય પડ્યો જમુના ગહરેમેરે,
ખેલત ગેંદ ગીરી જમુનામે;
તબ કાલી નાયો છીનમેરે,
હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦ ૭

બેત ૭

પોશ માશ રૂતુ આલા પટતરે,
સુખ કુનલીની મન મોહનારે,
જોગન હોકર બન બન ધુંડત;
ધુંડત ફીરૂં શ્રી બંદ્રાબનમેરે,
હમકુ છાંડ ચલે બન માધું. રાધા૦ હમકુ૦ ૮

બેત ૮

માઘ માશ જબ લાગો સબારે,
હોત બસંત રૂપ ઘર નાહીરે;
હાથ સમરની નીગલે મૃગછાલા;
ઘર ઘર અલખત જગાતી ફીરૂંરે,
હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦ ૯

બેત ૯

ફાગન ફાગ ખેલત અતીઅનરે;
ઘર ઘર ડફ બાજ રહોરે,
હમારો ફાગ હરો કુબજાને;
કુબજા બસી ઉનકે મનમેરે,
હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦ ૧૦

બેત ૧૦

ચૈત્રલતા ફુલી સબ બનમે;
આવત સુધંધ સબ ફુલનમેરે,
સીતળમંદ સુધંધ સહાનીજ;

આવત હે શ્રી બંદ્રાબનમેરે,
હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦ ૧૧

બેત ૧૧

લગત વેશાખ એસ સખ કીને,
લહર ઉઠે તન જોબનમેરે;
મોર મુગટ મન મોહનકી છબી,
'બસત રહત ઇન નેન તનમેરે;
હમકુ છાંડ ચલે બન માધું. રાધા૦ હમકુ૦ ૧૨

બેત ૧૨

જેઠમે જવાળા તપે સખ ધરતી;
બીરહુ અગન લાગો તનમેરે,
બીન ધન શામ બુજત નહિ હમસે;
લાખ બુજાવત અસુવનસેરે,
હમકુ છાંડ ચલે બન માધુ રાધા૦ હમકુ૦ ૧૩

બેત ૧૩

પુરન માસ પ્રભુ ઘર આવે,
આપ મીલે હરી કુંજનમેરે;
સુર શામ મથુરાંકે બાશી,
પૂરન કાજ હુએ મનકેરે;
હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦ ૧૪

---

## મુસલમાની બારમાશી

બીસમલ્લા હીર રેહેમાન નીર રહીમ.

સુનીયો સખીરે સઈયાં, મુજ દરદકીરે બાતાં;
પ્રીતમને મેરે શીરપર, કયા કયા કીયેહે ઘાતાં. ૧
મુજકુ એરૈ દીલાસા, સાજન ગયે બીછડકર;
પરદેશ જાકે બેઠે, મુજકુ રહે બીછડકર. ૨
ફેરાવ થા મીલનેકા, અવલ મહીના અંદર;
આ રામે રખકર બેઠી, સાજન મીલેગે આ કર. ૩
અવલ મહીના આયા, યે કારતક કીલાવે;
સાજન મુજે મીલે નહી, રૈના મેરા ન જાયે. ૪
ઠંકુકી સબ સબારા, લાગીશીં બાત હોને;
નૈના રગત કીયે મે, આજુ લગે હે બહેને. ૫
અફસોસ ઓર નીશાસે, ફરતી ફીરૂ ગલીલી;
સાજન બીના મુજેરે, ગમતી નહી હવેલી. ૬
લાલી મુજે લગા કર, લાલન કીધર બધારે;
કીતી મુજે દીવાની, કીરા મુલક જા બરારે. ૭
કાગજ લીખુ પીયાપર, જાને ન કોઈ ન પાવે;
મુજ દરદકીરે બાતા, પીઉકુ કુન સુનાવે. ૮
સાજનને છંદ કપટ કર, મુજ સાથ પ્રશક જોડા;
માલુમ મુજ હુવા સું, મીલના હજુ ન મેરા. ૯
કારતગ મહીના સારા, દુખ બીચમે ગુમાય;

શાજનને છોડ મુજકું, જીસ સાથ દીલ લગાયા. ૧૦
એ માગશર મહીના, ફીર દુસરા હે ભારી;
સાજન બીના ફીયેમે, દીન રાત મેન જારી ૧૧
ધુજુ ખડી ઠંડુમે, ઇતના જુલમ સો કયારે;
મેં ચુનીજર દરસાકી, કઇઓ કરમ પીયારે ૧૨
દુખલા બદન હે મેરા, કયુકર એ ઠંડ શાહુગી;
સાજન બીના એકલી, કીસકુ એ દુખ કહુગી. ૧૩
ઝાકલ યુ પડને લગ્યા,, દુખપર એદુખ હેવુંના;
સાજન બીના કા મુજકુ, લગતા સંસાર સુના. ૧૪
ઇસ દુખ દરદકી અંદર, સબ માગશર ગુજારા;
સાજનને કી જુદાઇ, ઘર મેરા સારા ઉજાડા ૧૫
દો માસ ગયે ગુજરકર, તીસારાએ પોશ બેઠા;
સાજન દરશ દેખાવો, દીલકુ કરૂં મે હેઠા. ૧૬
એ પોશકીરે ઠંડા, કહો કીસ તરેહ નીકાળુ;
જોબન અને જુવાની, ક્યું બીન મે કયું સંભાળુ. ૧૭
માનત કીઇરે બાલા, ચલીયાં સો કુછ મેરા;
મેં દરસકી દીવાની, દેખુ દરસણ તેરા. ૧૮
દીન હો ગયારે છોટા, લંબી ન રેન જાવે;
આખુકુ મીચ દેખુ, સપને પીયા ન આવે. ૧૯
તીસરા એ પોશ ગુજારા, અબ કયા કરૂ જીઆરે;
શમજા રખું મે દીલકુ, માહામાં મીલંબે પ્યારે. ૨૦
એ મહા મહીના ચોથા, ખીલી એ ફુલ વાડી;

સાજન બીના મેં સુકી, કરતીહુ ઈંતજારી. ૨૧
નર ગેસને બેલ મરવા, ચંપા અને ચંબેલી;
પીયા બીન એ ખુસ ન આવે, રોતી ફીરૂ એકીલી. ૨૨
ગુલ દાવદી ને બાલા, એ મોધરા હજારા;
સારા બગીચા જુદા, પ્રીતમ બી હે જુદારા. ૨૩
દરશન દીખાવો સાજનાં, ફીતના મેં દુખ કહુરે;
દીન રાત મેં તડફડતી, ટુક નિંદ સોરહુરે. ૨૪
યુ ઠંડ સબ ગુજારી, શીયાળા હુવાહે પુરા;
સાજન અરજ સુનો તમ, દીખલાવે હુબજ હુરા. ૨૫
ફાગુન પે પાંચવેફી, ધુપા મીને હે ગરમી;
સાજન કપટ નિકાળો, દીલપર રખો એ નરમી. ૨૬
સખીયાં સબી અપસમે, ખેલે પીઆશું હોળી;
અતરો દીબર ગુલાબા, ચંદલ ભરી હે ચોળી. ૨૭
ઈસ રાતમે પીયા બીન, રોતીસો મેં ખડીરે;
લગી અગન બદનમે, ભોંપર સો ગીર પડીરે. ૨૮
ધુપા પડે કડાકડ, બેઠા હે અબ ઉનાળા;
સાજન મીસોં સતાબી, જોબન મેરા હે બાળા. ૨૯
પાંચમા એ ફાગુન ગુજારા, અબ કયા ફીકર કરૂરે;
કરીયો કરમ સીતાબી, નહી તો મેં દુખ મરૂરે. ૩૦
ચેતર છઠે કયા મુજકુ, દીલમે હે ઘાવ ભારી;
દેખુ દરશ શુભના, પીયાપર મે જાવું વારી. ૩૧
ટંડક ફીધર ન પાણી, દેખુ અગન બરસંતી;

સાજન ખીનાકી દુખસે, મર જાઉંગી તરસતી. ૩૨
પ્રીતમ યુ સાચ બોલો, કીસ જગ તુમકુપાઉં;
કુરબાન હોકે દીલશો, કદમુંપે શીર નમાઉં. ૩૩
સખીયાં મેરે બદનમે, બાકીસો ના રહારે;
અફ્સોસ મે પીયાકે, આધા બરશ ગયારે. ૩૪
દીન હો ગયારે લંબા, જીગરકા નહિરે છેડા;
અંતર છડા ખી મુજારા, સાજન કરો ન છેડા. ૩૫
વૈશાક શાતવેકી, ગરમીસે ઝાડ સુકે;
ધુપા પડે ગજબકી, પાની બિના કેહુકે. ૩૬
પતરે યુ ઝર ગએ સબ, ઝાડા હુવા હે ખાલી;
થડ હો ગયેરે ઠુંઠે, રહે ગઇ બકાત ડાળી. ૩૮
સુકાં જંગલકુ દેખ્યાં, હેબત સો મેને ખાઇ;
તાકાત નહિ હે મુજમે, અબ કયા કરૂ ઇલાહી. ૩૯
ઝાડુમે કોલ આયા, કેસુ ને આંબ મોરે;
નીલા હુવારે જંગલકુ, સબ મોર કરે ઝકોરે. ૪૦
નીલે જંગલકુ દેખ્યાં, દીલમે રાખી મે આશ;
સાતુ ગયે ગુજર કર, આખર પડેમાં પાસા. ૪૧
એ જેઠ આઠવેકી, મુજ પર પડીરે સકતી;
પ્રીતમને પરહરીરે, એસી મે કયા નીભપતી. ૪૧
ધરતી તપીરે બાતેકી, પગમે પડે ફ્રોલે;
ફર બખત પકારૂં, મુખસે ન બોલે. ૪૨
શખિયા સાત લઉં મે, કીશને ન ભેદ પાયા;

પુછું હુર એકુ જાકર, સાજને કીને છુપાયા. ૪૩
જંગલમે હુર જગોપર, કોયલ ને મોર બોલે;
પીયુજીકા નામ મીઠાં, લંબા સકરસે ઘોલે. ૪૪
રોતી અને રઝળતી, સબ જેઠ મે ગુમાયા;
સાજનને મેરે ઉપર, ટુક ના કરીરે માયા. ૪૫
નવમે અશાડ ફેરે, બાદલ હુવે હે કાળે;
રાતાં મીલી અંધારી, સબનેસો ઘર સંભાળે. ૪૬
મેડક પપઇયા બોલે, ડાડરસો બુમ લાયા;
બીજલી કરે ઝબુકે, મેવલા અશાડ આયા. ૪૫
નદીયા તલાવ નાલે, સબમે ભરા હે પાની;
ગરજે ગગન ધમકશે, મે હો રહીદીવાની. ૪૬
ધરતીકુ હુઇ જુવાની, લીલા હુવા હે જંગળ;
ખેડુત કરેરે ખેતી, ગાવે તંબરીયાં મંગળ. ૪૭
નવમા આસાડ ગુજારા, સાજનસો ના મીલેરે;
ઠંડક કીઇ સબુકો, મેરા બદન જલેરે. ૫૦
દર્શાવે શરાવનકી, લાગી મુજે ઝડીરે;
પ્યુજીકે નામ ઉપર, શમુરૂ શરે કરીરે. ૫૧
માદર પીદર બીરાદર, ફરજંદ સબ સગેરે;
મેરા દીલ લગા પીયાસે, સારૂ મેકે ઠગેરે. ૫૨
ખેડુત શબ ખુશી હે, ઢોરાં હુવા હે તાજે;
સાજન તુમ આ મીલોરે, દીન હો ગયે બજે ૫૩
બાદલ યુ ગડગડેરે, જ્યું બાજતી હે નોબત;

ખુબ્જુ ખડી ઠંડુમે, રાજન કરોરે મોહબત. ૫૪
પડતી હે રેહેમત ખુંદા, અનાજા રહી અરજા કર;
વીનતી મીને પીયાકિ, દશ માશ ગયે ગુજર કર. ૫૫
બાદર અગીઆરવેકી, આ કર ઘટા બનારે;
ખુબ્જુ એશી ઘટામે, કાં હે મેરા ધનિરે. ૫૬
બીજલી પવનને પાની, તીનું હુવા હે ભેલી;
એશમે પીઆર બીનમે, હો રહી હું ઘેલી. ૫૭
પાકી હુઇ સાબ અનાજ, જેતુમે બાએ માળે;
ટોયુકિ હાકસેરે લગતે, જીગરમે ભાલે. ૫૮
આઇ નવી ફસલ ફીર, ચોખારથી તવાઇ;
સાજન મેરે ન આવે, કિતી અજબ નવાઇ. ૫૯
પ્રીતમને કર જુદાઇ, મેરા બદન જલાયા;
બાદર ગયા ગુજર કર, લહુ ગાશ સબલગયા. ૬૦
આસુસો બારવેકિ મુજકુ, ખડી હે આશા;
સાજન સાથ મીલનકા, મુજકુ અબ હે દીલાશા. ૬૧
સખિયાં જો હે શબ દીવાળી, જેસે પીયાશે મિલકર;
મેં હીયાં રહી એકિલી, જાઉ કિધરશો ચલકર. ૬૨
મૂજ દીલમે હુઇ ખુશાળી, પ્રીતમકુ અબ મે પાઉ;
સાજનકી હુઇ બધાઇ, બેઠી મે ગીત ગાઉ. ૬૩
કપડે આ સબ જરીકે, તન ઉપર પ્રાએ મે;
પીયુંજીકે નામ ઉપર, ખેરાત કર દીએ મે. ૬૪
પેહેના હે સબ જરીકા, છટકા ગુલાબ તનપર;

 બીજલી જો હો બડીમે, ભાવું પીયાકે મનપર. ૬૫
હુરા અને જો પરીઆં, ઉનશે મે આલા;
સાજનને ચુકનજરાકી, હુઈ તાજગીને લાલા. ૬૬
ગુજરે મહીને બારે, તબ લગ એ દુખ શહારે;
પીયુંજીને પીઆર કીત, સબ દુખ દરદ ગયારે. ૬૭
સેખ દીનને દીલુંસે; કીતા કલામ પૂરા;
કીજો કરમ કરીમા, દીલ હો રહા હે સુરા. ૬૮
પરવર દીગાર મુજકુ, નેકી ઈમાન દીજો;
ઉમેદ હે મુજેકુ, જીનત નસીબ કીજો. ૬૯
છોડો ગુમાન પારો, ડરીયો તો કુછ અજલસેં;
કરીયો કછુરે નેકી, બઅ ખુદા રૂજલશો. ૭૦
મહમદ નબી પેગંબર, બરહક હે દોસ્ત રબકાં;
કલમે કે સાથ નબીકે, બેડા પાર હે સબકા. ૭૧
એ મોમીનો દીલુસે, કલમા પડો નબીકા;
કરીઓ નીમાજ રોજે, છુટકા સોહે સબીકા. ૭૨
સાબત સદક દીલુસે, સીરી જબાન બોલો;
મીઠે નબીકે નામપર, હરદમ દરૂદ બોલો. ૭૩

---

## ક્રશ્નના મહિના.

કારતગે કૃશ ગયા મેંહેલી; આંખડીએ આંસુની હેલી;
ગોપી ફરે ગોકુળમાં ઘેલી, ઓધવજી નારે ઘટે તમને,

કે શાઇઅેર થાઓરે વેહેલી, કે વાંકો અંબોડો મેહેલી,
ફરે એના જોબનમાં ઘેલી. ઓધવજી નારે ઘટે તમને ટેક

કે માગશરે મંદીરમાં રેહેતાં, ભોજન વેળા બેશીને જમતાં,
હવે હમે કેમ નથી ગમતાં. ઓધવજી ૨

સુંદર સેજ પડી સુની, અંતરની કોણને કહુ કાહાંણી,
જાઓ મારા જોબંદે છુટી. ઓધવજી ૩

પોશે પ્રીત કરી પેહેલી, ગોરધનનાથ ગયા મેહેલી, વધા
મણી મોકલજો વેહેલી. ઓધવજી ૪

કુબજા શોખ થઇ શાલે, વાલો મારો મથુરામાં ચાલે,
તરછોડયા નંદને લાલે. ઓધવજી ૫

માહા મહીને મારગડે રેહેતાં, આંસુડા પાલવડે લોહોતાં,
કે રજની જાએછે રોતાં. ઓધવજી ૬

ફાગણે રંગ રમતાં હોળી, સઇઓ પેહેરી ચરણાને ચોળી,
કે કંકુ કેસરમાં રોળી. ઓધવજી ૭

ચુંદડી મારી કેસરમાં રોળીએ, વસંતની વરણાગી ક
રીએ. બલડાએ હરી વિના ફરીએ. ઓધવજી ૮

ચૈતરે ચોપ કરી ચાલીએ, કે દરશાન કરશાનનું કરીએ,
મથુરામાં મન ગમતાં ફરીએ. ઓધવજી ૯

કે ચૈતરે ચોત કરી ચુકા, કે હઇડે તન મારાં સુકાં,
નારીએ નીશાશા મુકયા, ઓધવજી ૧૦

વઇશાખે વાટ જુએ ગોપી, માયા એના માબાપની લોપી,
કે પ્રીત કુબજાને આપી. ઓધવજી ૧૧

આવી આરા દાણ લેતા દહાડી, મથુરામાં રંગ રમતાં
નારી, તે કેમ ભુલ્યા ગીરધારી. ઓધવજી ૧૨
જેરે જાદવને હસિએ, તારી મારી પ્રીત રસિએ,
કે હવે હરી ગોકુળમાં વસિએ, ઓધવજી ૧૩
અશાડે મેવલીઓ ગાજે, તે તો મારા હઈડામાં દાજે,
લજ્યા રાખો મોહન ભલા જે. ઓધવજી ૧૪
કે દીલાશો દેઈ ગયા હમને,મથુરામા કપટી થયા જઈને,
સ્વામી મારા વ્રજમાં રહીને. ઓધવજી ૧૫
સારાવણને શું કરીએ સજની,ગમે નહિ રાત દીવસ રજની
પ્રીત પરેઘર થાય સજની ઓધવજી ૧૬
ભાદરવો ભરજોબન નારી, મારે ઘેર આવ્યા નહી વનમાળી,
વારી વારી, કહું છું વારી. ઓધવજી ૧૭
વાલાજીની સોબે શોશતર નારી, મથુરામાં ખુબી ઘણી
સારી,વાલે મને મેહેલી વીસારી. ઓધવજી ૧૮
કે આસોમાશે ઓધવજી આવ્યા,કે સંદેસો સ્વામીનો લાવ્યા
કે રાધાજીને મનગમતા ભાવ્યા. ઓધવજી ૧૯
ફરીફરી રાસ મંડળ રમીએ,ત્યાં મલ્યો નરસઈનો સ્વામી
ગોપી સરવે આનંદ પામી. ઓધવજી નારે ઘટે હરીને

---

## નંદલાલના મહિના

આવોની નંદલાલ રમવાને આવોની, નીરજે થયાછો નાથ-
રમવા—ટેક.

કારતગ તો મેં કષ્ટે કહાડ્યો; ભર દરીયાને કાજ–રમવાને ૧
માગસર મહીને મારગડે મેલી, હવે હમારૂં કોણછે બેલી.
ગીરધર વિના થઇ ઘેલી રમવાને ૨
પોશ માસે જીવણ પ્રાણ તજ્જુધ્ધું; લોકડીયાની લાજ લોપુધ્ધું,
સંસાર તાજ કરૂં છું રમવાને ૩
માહા મહીને મંદીરીયાં સુનાં; હરિવિના આસનીયાં સુના,
વાહાલાવિના જાય છે જોબનીયાં. રમવાને ૪
ફાગણે ફગફગતી હોળી; અબીલ ગુલાલ ભરાવું ઝોળી.
વાલા વિના કોણ ખેલે હોળી. રમવાને ૪
ચઇતરે મન ચેત્યારે લાગી; સુતી સેજલડીમાં ઝબકીને
જાગી, વાહાલાની લેહે લાગી. રમવાને ૫
વઇશાખે વાવલીયારે વાયા, આંખ ઉઘાડી ચોપાશેરે જોયા,
આંશું પાડી પાલવડે લોયાં. રમવાને ૬
જેઠ માસે જગજીવન આવે; વેરણ સઉ વધામણી લાવે,
વાલો મારો કંઇ નવ કહાવે. રમવાને ૭
અશાડે હું અબળારે નારી; જોબનીયું મારૂં જાયછે ભારી,
પીયુના વચનને વીસારી રમાવાને ૮
શ્રાવણ તો સરવરીએ વરશે; નદીએ નીર ઘણેરા ઢળશે,
વાહાલો મારો કેમ ઉતરશે. રમવાને ૧૦
ભાદરવો ભરદરીયે ગાજે; નદીએ નીર ઘણેરાં ગાજે,
વાહાલો મારો ન કંઇએ લાજે રમવાને ૧૧
આશોમાશે દેવદીવાળી; લોક કરે સઉ શોવ સુઆળી,

વાહાલા વિના કોણ જમેવાળી - રમતાને ૧:

---

## રસિયાજીના મહિના

શ્રીગુરૂ વલ્લભ દેવને ચરણે લાગુરે રસીયાજી,
તેર માસ હરી ગુણ ગાવા મતિ માગુ હો રંગ રસીયાજી.
કારતક માસે કેમ ગયાછો મુકીરે રસીયાજી,
પ્રાણજીવન પ્રભુ શી વાતે હું ચુકી હો રંગ રસીયાજી. ૨
ચુકીછું પણ દાસી દોષ સમાવોરે રસીયાજી,
મારા સમજો મનમાં કાંઈક લાવો હો રંગ રસીયાજી. ૩
અબળા જન અમે અવગુણ કેરી ખાણરે રસીયાજી,
તોપણ નાથ નીભાવો ઝાલી હાથ હો રંગ રસીયાજી. ૪
જેવી તેવી કીંકરી કહાવી તમારીરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ મલ્યા જુઈ મારી હો રંગ રસીયાજી. ૫
માગસર માસે મન મલવા અકળાયરે રસીયાજી,
પ્રીત તણી પીડા તે ક્યાંહાં કેહેવાય હો રંગ રસીયાજી. ૧
બીડ્યું સીડ્યું અંતર ભડકે લાગેરે રસીયાજી,
જંજલ છેદે કુંદ્રપના શર વાદે હો રંગ રસીયાજી. ૨
દુખ દાવાનલ પ્રગટ્યો કેમ સેહેવાયરે રસીયાજી,
ધીરજ રાખું પણ ક્યાં લગી રેહેવાય હો રંગ રસીયાજી. ૩
વરેહ વીકલ થઈ કલ નપડે નિશ દીનમારે રસીયાજી,
તાલાવેલી લાગી મારા તનમાં હો રંગ રસીયાજી. ૪

નિશ્ચે પ્રાણ જાશે તલખી અહીં આવોરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ બચાવો હો રંગ રસીયાજી. ૫
પોષ માસે રોષ રૂદેથી મુકોરે રસીયાજી,
અબલાના આધાર ન અવસર ચુકો હો રંગ રસીયાજી. ૧
ઘણું પ્રગટ શું કહીએ સમજી લેજોરે રસીયાજી,
વિજોગ પામી દંડ ખાજો કાંઈ દેજો હો રંગ રસીયાજી ૨
સ્ત્રીને તે દુખ નહી પતિ સસ્તે મારેરે રસીયાજી
તેથી કષ્ટ ઘણું પીઉ મન ઉતારે હો રંગ રસીયાજી ૩
એથી આધીકું હાવાં તે શું કહીએરે રસીયાજી
ચતુર સીરોમણી ચતુરાનું દુખ લહીયે હો રંગ રસીયાજી ૪
જોબન આખો મોર્યો સોકય સુખ માણે રે રસીયાજી
દાસ દયાના પ્રીતમજી તક જાણો હો રંગ રસીયાજી ૫
માહા માસે તો મારા સમ ઘેર આવોરે રસીયાજી,
આ રૂતુમાં તો દંપતી લે સુખ લાવો હો રંગ રસીયાજી ૧.
આગળથી અમો એમાં કાંઈ ન લ્હેતારે રસીયાજી,
સીખવી સમજાવીસું મેલ્યાં વ્હેતાં હો રંગ રસીયાજી ૨
વ્હાલા થઈને વ્હેરસું પોખ્યું આવુરે રસીયાજી,
આવકું સીદ કરચું જારે હતું જાવું હો રંગ રસીયાજી; ૩
પ્રેમ પંથમાં કાંટો કપટી ન સારોરે રસીયાજી,
પ્રથમ થકી પોખી આવાં શું મારો હો રંગ રસીયાજી; ૪
વરેહ વન્હિમાં ધીકું છું નિશ દાહાડો રે રસીયાજી,
દાસ દાપાના પ્રીતમ મુજને કાહાડો હો રંગ રસીયાજી; ૫

ફાગણ કેસુ ફુલપાં હું કરમાણી રે રસીયાજી,
વનમાળી પીઉ સિંચુ ન પુરૂ પાણી હો રંગ રસીયાજી ૧
વસંત રૂતુ વ્હાલી સઉને લાગે રસીયાજી,
તમ પાખી મુને બાણ રૂદેમાં વાગે હો રંગ રસીયાજી; ૨
અબીલ ગુલાલ ઉડે કેસર રંગ ગોળીરે રસીયાજી,
વિલસે સરવે પરસ્પર મુજ ઉર હોલી હો રંગ રસીયાજી ૩
આ સુખની રૂતુ સોકયની સંગે સોઈયેરે રસીયાજી,
ધુસકડે રોવું તે અમારે જોઈએ હો રંગ રસીયાજી; ૪
પ્રથમ થકી પ્રભુ સે ન નાંખ્યા મારીરે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમ આ ગતી ધારી હો રંગ રસીયાજી ૫
ચૈતરે ચંદ્રકીરણ સૌને સુખકારીરે રસીયાજી,
મુજ એકલડીને લાગે જટકારી હો રંગ રસીયાજી. ૧
સુખકારી હતા તે સઉ દુખ દે છે રે રસીયાજી,
જોઇ જોઇ સંભારી સુખ આંસુ વહે છે હો રંગ રસીયાજી. ૨
કરે કોઈ શું કરમ તણો એ દોષ રે રસીયાજી,
વક્ર વદન નિજ દરપણપર શો રોષ હો રંગ રસીયાજી. ૩
આ દાહાડા કયાં મુકયા હતા સંતાડી રે રસીયાજી,
જોબન અવસર આવ્યો આપે કાહાડી હો રંગ રસીયાજી. ૪
જે કેહેતા તે અમો જાણતા સાચુરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ કીધું કાચુ હો રંગ રસીયાજી. ૫
વઈશાખે વ્રજ સઘળું સુનું દીસે રે રસીયાજી,
જન ઝાઝા પણ કોને જોઈ મન હિસે હો રંગ રસીયાજી.

સરવ સરોવર સુકાં ચાતક લેબેરે રસીયાજી,
ચકોર ચંદ્ર વિના જગ ઉજડ દેખે હો રંગ રસીયાજી. ૨
વિત્યું હોય તે સાચું એ પરમાણે રે રસીયાજી,
પીડા પ્રસાવતણી વંઝ્યા શું જાણે હો રંગ રસીયાજી. ૩
વરેહ વેદના ધણી કઠણ સઉ દુખથી રે રસીયાજી;
વેઠે તે જાણે કેહેવાય નહી મુખથી હો રંગ રસીયાજી. ૪
સ્નેહ તણો ઘા મલમ થકી ન રૂઝાય રે રસીયાજી,
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો રંગ રસીયાજી. ૫
જેઠ માસે સહુ સરોવર શુકચાં કેહેછે રે રસીયાજી,
મુજ લોચન ધારા ન સુકી વેહે છે હો રંગ રસીયાજી. ૧
ગ્રીષ્મ રૂતુના તાપે સઉ આકલાયરે રસીયાજી,
પવન ફુવારાથી તે સધ સમાય હો રંગ રસીયાજી. ૨
ગ્રીષ્મની ગરમી સીત વાયુથી વાય રે રસીયાજી,
મુજ વરેહ વન્હિ પવને વૃદ્ધિ પામે હો રંગ રસીયાજી ૩
પય ઉભરયું તે છાંટે નીર સમાયરે રસીયાજી,
તાતું તેલ ગળે જળ ભડકો થાય હો રંગ રસીયાજી ૪
પ્રેમ પાવકની પીડા સઉ દુખ આગળી રે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ તમને વળગી હો રંગ રસીયાજી. ૫
આસાડ માસે અતી ઊંડું દુખ સાલે રે રસીયાજી;
પંખીડા પણ મળીને માલા ઘાલે હો રંગ રસીયાજી. ૧
શાને કહીએ ને કહે આદમાં ઠગીએરે રસીયાજી,
અંતર આગે ડાંકવાં ઘાઝા મગીએ હો રંગ રસીયાજી. ૨

ફોડો કાઇ જેમ ઓખું કરે ખાઇ ખાધું રે રસીયાજી,
તેમ વરેહ ફોરે કાળજ કોરી ખાધું હો રંગ રસીયાજી. ૩
ઉપરથી તન સારૂ સઉકો દેખે રે રસીયાજી,
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખે હો રંગ રસીયાજી. ૪
જે જાણે તે મુરખ કેહે એ વાતે રે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ દુખ સઉ ભાતે હો રંગ રસીયાજી. ૫
શ્રાવણ માસ સરવડે વરસ્યો મેંન રે રસીયાજી,
પાવસ રૂતુ શોભા થઇ વૃંદ્રાવન હો રંગ રસીયાજી. ૧
વક્ષ વળગી વેલ છુટે નવ છોડી રે, રસીયાજી
હવે મારી ખેલ તો નાંખી તોડી હો રંગ રસીયાજી. ૨
એક દિવસ આપણ ત્યાં વાતે વળગ્યાં રે રસિયાજી,
ધનવરશો ભીજ્યાં પણ ન થયાં અલગાં હો રંગ રસીજી ૩
એ પછી રીત સેહેવાઇ નહી ઘણું કાંપી રે રસીયાજી,
ત્યારે મુજને ભઇ રૂદીયા શું ચાંપી હો રંગ રસીયાજી. ૪
સંભારી તે સુખ કાળજડું ફાટે રે રસીયાજી,
દાસ દયાના પ્રીતમજી શા માટે હો રંગ રસીયાજી. ૫
પુરૂષોતમ માસે તો આશ અમારી રે રસીયાજી,
પુરો પુન્ય પરી જુઓ મન વિચારી હો રંગ રસીયાજી. ૧
આતુર જન સંતોષ્યો સનમાનરે રસીયાજી,
અધરામૃત પાઇ આપો જીવતદાન હો રંગ રસીયાજી. ૨
એક માસ આ પુન્ય દાનનો દાહાડોરે રસીયાજી,
પ્રભુ પધરાવી સેવી કરૂ કર તાહાડો હો રંગ રસીયાજી. ૩

અવર દેવ સેવાની અપાછે છે નહીરે રસીયાજી,
પુરશોતમ પરણીને અવર ઘટે નહી હો રંગ રસીયાજી. ૪
પ્રાણ જાશે પણ તમો વિના નહી ભજીયેરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ અમો એ સમજીયે હો રંગ રસીયાજી ૫
ભાદરવો ભરગાજે ચપલા ચમકેરે રસીયાજી,
એક સમે હું આવી પાયલ ઝમકે હો રંગ રસીયાજી. ૧
હું બીની સુની ઘન ગરજ્યો આકાસેરે રસીયાજી,
પીતાંબર ઓરાડી લીધી પાસે હો રંગ રસીયાજી. ૨
સઘળુ સુખ કાંઇ પ્રગટ નથી કેહેવાતુરે રાસીયાજી,
વિકલ પણે કહું છું નથી રેહેવાતુ હો રંગ રસીયાજી. ૩
પાલવ પાથરી કાલાવાલા કરીનેરે રસીયાજી.
પગે લાગી કહું છું હું ફરી ફરીને હો રંગ રસીયાજી. ૪
વરેહ દુખ નથી સેહેવાતુ હદ થઇ આવોરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ શું તલસાવો હો રંગ રસીયાજી. ૫
અશ્વીન આવ્યો સરદ માસ સુખકારીરે રસીયાજી,
વામ આંખલડી પણ ફરકે છે મારી હો રંગ રસિયાજી ૧
રાસ રમ્યાની રૂતુ આવી તમે જાણોરે રસીયાજી,
લાલ બીડાંરી લાલનાં સુરંગ માનો હો રંગ રસીયાજી. ૨
સરદ પુનમનો સપુર્ણ ચંદ્ર પ્રગટશેરે રસિયાજી,
તમશું રમતાં સઉ દુખ મારા મટશે હો રંગ રસીયાજી. ૩
કરૂણાનિધી છો માટે કરૂણા કરશોરે રસીયાજી,
વ્હાલાની વીનતી તો રૂદાયે ધરશો હો રંગ રસીયાજી ૪

આનંદ ઉપજ્યો ઉરમાં વાલમ વળિયારે રસીયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને મળીયા હો રંગ રસીયાજી. ૫

---

## કૃષ્ણજિવણના મહિના.

પ્રથમ ગણપતીને નમુ, સમરૂં સારદા માત;
બુદ્ધી અનોપમ આપજો, ગાઉ હરીના મહીમાય;
કૃસણજીવણ ક્યારે આવશે, જોઉ મહારા વાલાની વાટ;
વેલેરા વળજો ને વીઠલા, સુનો જમનાનો ઘાટ;
સુની મથુરાની વાટડી, કૃસણજીવણ ક્યારે આવશે; ટેક
અસાડ આવ્યો હો સાખી, મેહુલા કરે ઘનઘોર;
બપઈયા પીઉ પીઉ કરે, મધુરા બોલે છે મોર;
કૃસણજીવણ ક્યારે આવશે, લાલો તે ચરણો પડુંઈને;
ગન પામી ઘું ધીર, વરેહ ઘણો મુજ વાપીયો;
નાઠ્યા હળધર વીર, કૃસણજીવણ ક્યારે આવશે;
વીજલડી ચમકા કરે, લેવા મહારા પ્રાણ;
બુંદ પડે વરસાતનાં, લાગે કામનાં બાણ;
કૃસણજીવણ ક્યારે આવશે; માસ ૧
શ્રાવણ વરસ્યો સરવડે, ભરયા નદીઓ નવાણ;
જમનાનાં નીર કેમ ઉતરશો, એવાં કહાં પકી વાહણ;
કૃસણજિવણ ક્યારે આવશે.
કુંકાં ન સારજિ પંખણી, મથુરાગાંરે જાત

દરશન કરવા દયાળના; ગુણ ગોવીંદના ગાત;
કૃશણજિવણ કયારે આવશે
જનમ તણો દીન આવીયો, રોહીણીનોરે જોગ;
વરત કરી અમે માગશુ, એહવા હરીસુ ભોગ;
કૃશણજિવણ કયારે આવશે. માસ ૨
ભાદરવો ભલી પેરે ગાજીયો, ગાજ્યા સાહેર નીર;
કૃશણ વીના રંગ મોહોલમાં, કેમ રાખીએ ધીર;
કૃશણજિવણ કયારે આવશે.
સુરત ભુલી શ્યામની, નાવ્યા નંદકીશોર
આબળા પડી અમે શું કરીએ, નહી પુનદાનનું જોર;
મોહોલામા હું તને મોકલું, જોતાં જા હરી પાસ;
વીનતી તું કરજે વરણવી, પૂરો અબલાના આશ.
કૃશણજીવણ કયારે આવશે.
આશો માસે તે દીવાલડી, રૂડો પુનેમનો ચંદ;
રાસ રમાડ્યા રંગસુ, શું ભુલ્યા ગોવીંદ;
કૃશણજીવણ કયારે આવસે.
રતન તાશારે દીવા બળે, ગોપી રંગમાં ગાય;
તાલ વજાડતા ત્રીકમજી, ઉલટ અંગ ન માય;
કૃશણજિવણ કયારે આવશે.
શ્યામ વીના હું તો શું કરૂં, શોભીના શણગાર;
દીવાળી દુખમાં ગઈ, કૃપા કરોને મોરાર;
કૃશણજીવણ કયારે આવશે. ૪

કારતક માસે કહાનજી, જાણ્યું આવશે ઘેર;
વેરણ માઝી વીધાતા, ભલાં સાધ્યાં છે વ્હેર;
કરનજીવણ ક્યારે આવશે.
દેવ દીવાળી હું શી કહું, દીપક ચંપક હાર;
ચંદન વાએ ઓપ ઘણું, નાઠ્યા જુગનો આધાર;
કરનજીવણ ક્યારે આવશે.
હુંસને શરોવર ઘણાં, સરોવરને નહી કાંઇ;
એવું જાણીને મહારા નાથજી, ગોકુળ સાંભરે જોય,
કરનજીવન ક્યારે આવશે; માસ ૫
માગશર માસે મેલી ગયા, કમળાનારે કંથ,
મથુરામાં જઈને માહાલીઆ, કુબજા નારે સંત;
કરનજીવણ ક્યારે આવશે.
મોર પોકારે મેઘને, ઊંચો ચઢીનેરે પહાડ;
એમ શું કરવુરે સામળા, રાંક સાથે શી રાઢ,
કરનજીવણ ક્યારે આવશે.
જોબન આંબો મહોરીઓ, કેમ જાળવ્યો જાય;
લાગી વીના ભોજન કશા, જાણજો મન માંહ;
કરનજીવણ ક્યારે આવશે માસ ૬
પોસ માસે પીઉ ન આવીયા, રૂદે કઠણ કઠોર;
નવ નેજા પાણી ચઢે, પથર ન ભીંજે કોય. કરન૭
માસી માઝી પાવીને, મામો માર્યો કંશ;
એમ તગો અમને માઝીયા, વંનમો વજાડો વંશ

દીપકને ભરતજી દેખીને, એવા ફુલ;
પ્રથમ પહેર પ્રીતડી, મેઘે પામે શું મુલ
કૃશાનજીવણ કયારે આવશે. માસ ૭
માઘ માસે મન મહારૂં, ચીત ચડયું ચગડોળ,
શ્યામ સુંદર ઘણું સાંભરે, બીજા સાંભરે બોલ,
કૃશાન નામીજી ગોવરધન કર ધર્યા, પીધો દાવાદળ;
તેરે પ્રતાપે અમને આશછે, વ્હાલા ઝાલોને કર,
કૃશાણજીવણ કયારે આવશે.
ફાગણ ફુલ્યો ફુલડે, બદલ્યા વડના પાંન
એવું જાણીને મહારા નાથજી, પહેલે દેતારે માંન;
કૃશાનજીવણ કયારે આવશે.
ફાગણ તણી ઇછા ઘણી, નાખ્યા દીન દયાળ;
મોતીની પાળ વધાવીને, કંઠે આરોપતી માલ;
કૃશાનજીવણ કયારે આવશે.
કેશર કેરા છાંટણા, કરી આવે જદુરાય
અબીલ ગુલાલ ઉડે ઘણું, રંગ રેલ મચાય.
ચઇતર માસ ચંતામની, સુના લાગેરે દીન,
ચંપક વરણીરે કામની કુંબળ દીસેરે તંન;
કૃશાનજીવણ કયારે આવશે.
ઊંચી ચડુંરે રંગ મહોલમાં, જોઉ મારા વા... ...ાટ;
પડવું વીચારે તે પ્રેમદા, ટાળવાને ઉચાટ;
કૃશાનજીવણ કયારે આવશે.

કુંજ ચંપકના ચોરસા, લાગે સરવ સમાન;
કોયલ બોલે કોડશું, ગોકુળ નાવ્યા કહાન;
ક્રસનજિવણ કયારે આવશે.
વઈશાખ વીઠલ વીના, વૃંદ્રાવન શું કામ,
જમનાને તીરે હું સખી, ના આવ્યા સુંદીર સ્યામ;
ક્રમજિવણ કયારે આવશે.
વાયરા વાયારે વઈશાખના, માહે ચંદન વાપ;
જો અંગ અડે માહારે, પ્રાણ ત્યાંથારે જાય;
ક્રષ્ણજિવણ કયારે આવશે.
જાય જાવંતરીના ચોરસા, ફુલ્યાં કેસર અપાર;
ચારે મુખે ભમરા ભમે, જોવા આવ્યા મોરાર;
કૃષ્ણજિવણ કયારે આવશે.
જેઠ મારો જાદવ વિના, જેવી માંછલી હોજે;
હોજે જળનીરે બાહાર, ક્રસનજિવણ કયારે આવશે.
એક દીવસ અહીંયાં રહી, જાજો જદુનાથ;
ભુજારે પડસો ભુદર, અમો આવશું સાથ;
ક્રસનજિવણ કયારે આવશે.
ઝારે નથી માહારા નાથજી, નાખ્યો દુખનોરે અંત;
કોનો ઉગ્યો કોનો આથમ્યો, મથુરા રેહેજોરે સંત;
ક્રસનજિવણ કયારે આવશે.
કઠણ વચન રાધા તણા, પહોંચ્યા ક્રસનની પાસ;
પ્રેમે પ્રભુજી પધારીયા, પુરી અબળાની આશ;

કરૂનજિવણ ઘેર આવીયા.
કરૂનજિએતો પુરીયા, રાધાનારે કોડ;
જે ગાય તેના પુરજો, મનોરથ રણછોડ;
કરૂનજિવણ ઘેર આવીયા.



## શામળિયાના મહિના

કારતક માસે કરૂં અતી કલપાંત, પ્યારા પાતળીયા;
તમ ગયે નથી મન રે'તું મારૂં શાન્ત શાણા શામળીયા. ૧
સેજલડી સુની સુની સમ ભાસે પ્યારા પાતળીયા;
આ દુઃખ કેરા દીવસડા ક્યારે જાશે શાણા શામળીયા. ૨
મેડી મંદીર મસાણ જેવાં લાગે પ્યારા પાતળીયા;
દુખડાની વાતો દાખું કો આગે શાણા શામળીયા.
ધિરજ ધરાતી નથી હવે કંઈ હાથ પ્યારા પાતળીયા;
શરણ ગ્રહો ખુશાલી કેરા નાથ શાણા શામળીયા. ૪
માગસર મહિને ભાવે નહીં કાંઈ મન પ્યારા પાતળીયા;
વિરહ તાપથી તાલાવેલી તન શાણા શામળીયા. ૧
મન મારૂં અતિ આપ વિના મુંઝાય પ્યારા પાતળીયા;
નમ આવે શીયિલતા સરવે થાય શાણા શામળીયા. ૨
દિન ટુંકા ને રજની મોટી થાય પ્યારા પાતળિયા;
આ અવાસમાં એકલડાં દીન કયમ જાય શાણા શામળિયા. ૩
ઉડી આવું જો હોય પીંડમાં પાંખો પ્યારા પાતળીયા;
ખુશાલીના એ સ્વામી શરણે રાખો શાણા શામળિયા. ૪

પોસે રોશ ધરો શું અબળા ઉપર પ્યારા પાતળિયા;
મ્હેર કંઇક આણો મનમાં કૃપા કર શાણા શામળિયા. ૧
વહેતી મુજને મુકી ભરદરીઆમાં પ્યારા પાતળિયા;
આ તારનાર તમ વીણ કોણ ઘનશામા શાણા શામળિયા ૨
ગુણ નાગર તમે કાવો ચતુરસજાણ પ્યારા પાતળિયા.
અબલા અવગુણ તણી અમે તો ખાણ શાણા સામળિયા. ૩
જોરશું અબલા કેરૂ જગદાધાર પ્યારા પાતળિયા;
બુલાખીના સ્વામી કરીએ પોકાર શાણા સામળિયા ૪
મહા મહિને મસ વિરહવેદના પામું પ્યારા પાતળિયા;
આ દીનાનાથ જુવો દાશીના સામુ શાણા સામળિયા. ૧
વાંક પડેલા હશે ઘણા અમ માંહ પ્યારા પાતળિયા.
તોપણ નીભાવીને ઝ.લો બાંહ શાણા સામળિયા. ૨
તમ વિના સુના પડિયા શણગાર પ્યારા પાતળિયા;
સુકી પડી ગઈ શોક થકી ઉરમાળ શાણા સામળિયા. ૩
પળ પળ ગણતાં મારા વિત્યા છે ચાર પ્યારા પાતળિયા;
બુલાખીના સ્વામી નથી કંઇ આધાર શાણા શામળિયા. ૪
ફાગણમાં નરે નારી ફાગજ એલે પ્યારા પાતળિયા;
ભિંજાઈ જાયે કેસુડાને રેલે શાણા શામળિયા. ૧
નર નારી નેહથી ભરી પીચકારી પ્યારા પાતળિયા;
છાંટે રંગમાં હર્ષ ઘણો ઉર ધારી શાણા શામળિયા. ૨
ભરાઇ ગયાં છે ઘણા અબીલ ગુલાલે પ્યારા પાતળિયા;
હશી તારૂણી તાળી દંપને આલે શાણા શામળિયા. ૬

રમા પતી કંઇ રોષ કુવેજ સમાવો પ્યારા પાતળિયા;
બુલાખીના બળવંતા સ્વામી આવો શાણા શામળિયા. ૪
ચૈતર મહિને ચમકે મારૂં ચિત પ્યારા પાતળિયા;
તમ વીગર બળી જાય મારૂં ભીતર શાણા શામળિયા. ૧
જાદવ જોર કર્યું કેટલું અમારૂ પ્યારા પાતળિયા;
આપ મોટા આપ તણો ઉર ધારૂ શાણા શામળિયા; ૨
ઉતારતાં આ ઊંડા કુપમાં અમને પ્યારા પાતળિયા;
દયા ન આવી કંઇ દામોદર તમને શાણા શામળિયા. ૩
કોઇ વાતથી મનડું નથી રિઝાતું પ્યારા પાતળિયા;
બુલાખિના સ્વામી તમ વિણ દુખ થાતું શાણા શામળિયા. ૪
વૈશાખે જોઉ વીઠલ વાટ તમારી પ્યારા પાતળિયા;
શામ સદા સંભાળ લિજેજ અમારી શાણા શામળિયા. ૧
મુકી જતાં એકલડી દયા ન આણી પ્યારા પાતળિયા;
ઉગારી લયો નિજ દાસીને દિન જાણી શાણા શામળિયા. ૨
દુખ દોહલાં વેઠુ અપરંપાર પ્યારા પાતળિયા;
સુના પડયા છે તમ વિણ સૌ શણગાર શાણા શામળિયા. ૩
ભરદરિઆમાં મુજને વહેતી રહેલી પ્યારા પાતળિયા;
બુલાખિના સ્વામી તમ વિણ કુણ બેલી શાણા શામળિયા. ૪
જેઠ માસમાં જગજીવન ઘર આવો પ્યારા પાતળિયા;
પ્રેમનીજ પત્નીને પિઉ ઉપજાવો શાણા શામળિયા. ૧
બરફી પેંડા આદીક બહુ પકવાન પ્યારા પાતળિયા;
લક્ષણવંતા લાગે ઝેર સમાન શાણા શામળિયા, ૨

કોમળ લાગે નહી કાનને ગાન પ્યારા પાતળિયા;
ભુલી તમ વિણ ભાન થઈ બે ભાન શાણા શામળિયા ૩
સુરજ વીણ કમળ જેમ સુકાય પ્યારા પાતળિયા;
બુલાખીના સ્વામી દાખી દુખિ થાય શાણા શામળિયા. ૪
અસાડ મહિને આવ્યાં નદીએ પુર પ્યારા પાતળિયા;
આ ખોડે કોયલ ટહુકા કરી મધુર શાણા શામળિયા. ૧
નટવર આપ વિના જાણો નિશદીન પ્યારા પાતળિયા;
જીવન અતિસે થઈએ અહીં ખીન શાણા શામળિયા. ૨
અંબ તરૂએ ફરી ઝોલા ખાય મોટી, પ્યારા પાતળિયા;
મોર ઘોર શબ્દે શુભ ગાયન ગાય શાણા શામળિયા. ૩
વરજીવન વીરહની પીડા જાણો પ્યારા પાતળિયા;
બુલાખીના સ્વામી સુખ દિનમાં આણો શાણા શામળિયા ૪
શાવણ મહિને શીવ પુજાઓ થાય પ્યારા પાતળિયા;
કળપાંતે કરી કાયા મુજ ગળિ જાય શાણા શામળિયા. ૧
મેળા મોટા મોટા બહાર ભરાય પ્યારા પાતળિયા;
તે જોવાને લોકો સરવે જાય શાણા શામળિયા. ૨
વામ આંખ ફરકે છે વીઠલ મારી પ્યારા પાતળિયા;
ઉતાવળા ઘર વળો હવે ગિરધારી; શાણા શામળિયા. ૩
આજકાલ કરતા વીત્યા દશ માસ પ્યારા પાતળિયા;
કરો બુલાખીના સ્વામી દુખ નાશ શાણા શામળિયા. ૪
ભાદરવે પીડા પામુછું ભારી પ્યારા પાતળિયા;
ભારી હયો ત્રીકમ રાધા મેં ધારી શાણા શામળિયા ૧

સોના સોગઠીયો અપડાએ સહુ ઠાર પ્યારા પાતળિયા;
હાથ્યા રમા છે પાસા પ્રમાણાધાર શાણા શામળિયા. ૨
કુપ્પ હરિપ્રમાં દામોદર હું મુકું પ્યારા પાતળિયા;
કસણ શું મેં એવું કત કુકું શાણા શામળિયા. ૩
નોતું જાણ્યું આવું મેંનો નાથ પ્યારા પાતળિયા;
ખુશાખીના સ્વામી રાખો તમ સાથ શાણા શામળિયા. ૪
આસો માસે સરવ મળિ સાહેલી પ્યારા પાતળિયા;
ગરબા ગાયે વીંટઈ મફક વળી શાણા શામળિયા. ૧
દિવાલગિરીએ ઘરઘર દીવા થાય પ્યારા પાતળિયા;
મુકતાફળના સાથિયા ચોક પુરાય; શાણા શામળિયા ૨
દેખીને તે દાઝે મારૂં દીલ પ્યારા પાતળિયા;
હવે ખમાવાની હરજી નથી ઢીલ શાણા શામળિયા. ૩
ઘેર વળો ગોવરધન ગોપીનાથ પ્યારા પાતળિયા;
ખુશાખીના ભેટો સ્વામી ભિડિ બાથ શાણા શામળિયા ૪
પુરસોતમમાં આવ્યા પુરશોતમ પ્યારા પાતળિયા;
મુજ માટે બહુ વેઠો આપે શ્રમ શાણા શામળિયા. ૧
કાંચન કુંડીમાં ઉકાળ્યા નીર પ્યારા પાતળિયા;
ચોળિ તમને નવરાવું જદુવીર શાણા શામળિયા ૨
રાંધ્યા રૂડાં મેં શાકપાક પકવાન પ્યારા પાતળિયા;
ખાજાં બેસો બહુ નામી કરિસ્નાન શામળીયા ૩
જમી અને આપ્યા વસુપાડી પાન પ્યારા પાતળીયા;
ભાગી ભાવના ખુશાખીના ભગવાન શાણા શામળિયા ૪

## ગોપીનાવિરહ મહિના

વ્હાલાપર જાઉં વળિ વળી વારી, ગુણી ઘેર આવોને
ગીરધારી ટેક

કારતકે કેશવ કેમ કરીએ, બધે ખોળતાં તમને ફરીએ;
કપા કાંઇ દુંખ ઉરે ધરીએ; વ્હાલા૦ ૧

માગશરે માસે ઉચાટ મરા થાયે, બળે દાલ વીરહની દાહે;
આને વાત કોણને કહેવાયે, વ્હાલા૦ ૨

પોશે હું પુરણ દુખ પામું, જાદવ જુવો દાસી તણા સામું;
વિના તમ ક્યાં જઇ સુખ પામું. વ્હાલા૦ ૩

માહે મારૂં મનડું મુંઝાએ, બળે દાલ વીરહની દાહે;
આતે દુખ કોણને કહેવાયે, વ્હાલા૦ ૪

ફાગણ માસે ફરૂં તમ વિણ ઘેલી, મારો તમ વીગર કુણ બેલી
હશે ફાગ નાર નારો ખેલી. વ્હાલા૦ ૫

ચૈતર મહીને ચિત્ત મરૂં ચચરે, મારૂં તન તમ વિગર થથરે
વળો હવે વીઠલ વર અંતરે. વ્હાલા૦ ૬

વૈશાખે તો વીઠલ ઘર આવો, કરી હેત દાસીને બોલાવો;
નિકર મને મારીને જાઓ. વ્હાલા૦ ૭

જેઠ મારો જીવડલો જાયતો, પ્રીતમ પણ પાળ્યું નથી પળતો;
નથી કપટી કશું દુખ ટળતો. વ્હાલા૦ ૮

અશાડે તો નહી મારા આવ્યા, કાંઇ નહી સંદેશા લાવ્યા
કુટીલ કેમ કુબજાને ભાવ્યા વ્હાલા૦ ૯

શ્રાવણ મહિને શોક ન સુકાયે, આ દાસી વિરહથી પીડાયે

શામળીયાજી કર્યાથી હવે શાડે વ્હાલા૦ ૧૦
ભાદરવે તો ભરજોબન મારૂં, વરષ જાય કલપમ દાહડું કારૂં;
મારૂં દુખ કોણને ઉચ્ચારૂં. વ્હાલા૦ ૧૧
આશો માશે આવી દીવાળી, પધારો ઘર હવે વનમાળી
દામોદર દુઃખ શરવે ટાળી. વ્હાલા૦ ૧૨
પુરશે તમે પુરણ પ્રીત ધરી, મારે ઘેર આવ્યા આજ હરી;
ખુશાખીના સ્વામી કૃપા કરી. વ્હાલા૦ ૧૩



## પ્રીતમ પ્રયાસ વિયોગ

સખી કારતક મહિને કંથ, વિદેશ સીધાવિયા;
કહું કોના આગળ આ વાત, દિવશ દુખ આવિયા. ૧
વ્હાલા મટીને વાલ્યાં વ્હેર, ન મેહેર કાંઇ કરી;
ખુશાખીના સ્વામી આવો ઘેર, સહુ઼ઝેર પરહરી. ૨
સખી માગશર મહિને મુજ, તાપે તનડું બળે;
શામ વિના ન પડે સુજ કે ગાત્ર મારાં ગળે. ૩
દીન ટુંકા ઘટીને આજ, રજનિ મોટી થાય છે;
ખુશાખીના સ્વામી તમ વીણ કાપા ભિ઼ઃાય છે. ૪
સખી પોસે તજીને પ્રીત, પ્રાણ મમે પરહરી;
માંડી માહરા દુખની વાત, કોને હવે કહું હરી. ૫
હું તે પાપણી કેવી પૂરી, જાવે રંગ જોવમે;
ખુશાખિના સ્વામી વીણ મારે પડ્યો આવિજોગને. ૬
સખી માહા મહીને મેં આપ, શાં પાપ કર્યાં હશે;

સખી હૃંષ પળીને પંખા, કયારે દુઃખ ટાળશે. ૭
રોવરાવ્યાં હશે મેં બાળ, અરેરે અનાથને;
તેથી વીજોગ પડિયો મારે, ખુલાખિનાથ નાથને ૮
એમ ફાગણમાં સહુ ફાગ, મારે મન આગરે;
ભલાં ખપાયે કેરા ભાગ, મારે અણુરાગરે. ૯
વીણુ વીઠલ વરેહ દુઃખ, અતીસે થાય છે;
ખુલાખીના સ્વામી તમ વીણુ જીવલડો જાય છે. ૧૦
સખી ચૈતરે મારૂં ચીત, ચોટયું પતી પાસરે;
સખી કે દાડે કરી પ્રીત, આવે અવિનાશીરે. ૧૧
મન મળવાને કાજે મુજ, માધવમાં ભમે ઘણું;
ખુલાખીના સ્વામી વીણુ કેમ, કહેને ગમે ક્ષણું. ૧૨
સખી વૈશાખે વખ્ય, વંન, વાલમ કયારે આવશે;
તપે ત્રીકમ વીગર તંન, શાતા કયારે થશે ૧૩
મારા પ્યારા પધારજો વ્હાલ, અચુક હવે આવજો;
ખુલાખી ના સ્વામી કાંઇ સાથ સંદેશો લાવજો. ૧૪
સખી જેઠ ન જંપે મન્ન, કંપે કાયા માંહથી;
કયારે વળશે વીઠલરાય કહેને સાહેલડી. ૧૫
પતી વીગર પીડા પરમ, પામું એન ધર્મની;
ખુલાખીના સ્વામી ગયે કાંઇ કેવાંની ન કર્મની. ૧૬
સખી અષાડે આવ્યાં પુર, વ્હાલો વરષા દુરરે;
બોલે મોર દાદુર મધુર, હુંતો થઇ ક્રૂરરે. ૧૭
વીણુ વ્રજી ઉરમાં લાહ, કરે કુણ સાહરે;

ખુશાખીના સ્વામી વીણ ભાગી અંતરમાં ભાહેર.
સખી શ્રાવણ મહીને સ્વામી તણી જોઉં વાટડી;
તપે વીરહ તાપે તન, છવાઈ ગઈ છાતડી. ૧
શીવ પુજનનો આ માસ, પ્રીતમ ગયા પરહરી; ૧
ખુશાખીના સ્વામી કોની સાથ, જઈ ગોઠો કરી. ૨
આવ્યો ભાદરવો ભલી રીત, જોબન ભરજાય છે;
દીન દીન વ્હાલાના ઉચાટ, અંતરમાં થાય છે. ૩
નથી ધીરજ ધરાતી લેશ, કોને વાત કીજીએ,
ખુશાખીના સ્વામી વીણ, લાવો કોની સાથ લીજીએ. ૨
સખી આવ્યો આસો માસ, સાંસો પડતો નથી;
મળી ગોપીઓ ગરબા ગાય, દીવાળી દીપતી. ૩
એથી પડતું પ્રીતમ વીણ મન, દહન દીલ થાય છે;
ખુશાખીના સ્વામી વીણ, ભુવન આ ખાવા ધાય છે. ૧
પુરશોતમે પુરણ પ્રીતે, પ્રભુ ઘેર આવીયા;
વ્હાલ આણીને ભરી થાળ, મોતીડે વધાવીયા; ૧
લેઠા ભુદરજીની સાથ, મળો દીન હાથરે;
ગાવા મુજને ખુશાખી નાથ, સોંપો સખી સાથરે. ૨



## આણાંના મહિના

કારતકે કમ કાડામણા, શીળો પુનમનો ચંદ.
ચાખ શીયાળો માવઠા રે, પ્રભુ શું ચાલ્યા પરદેશ;

આણું મોકલને મોરાર, આણાં આણાં શુંએ કરોરે ગોરી,
આણાં જેવડાં થાઓ, આણાના નથી ઓરતા;
મારે નજરે જોવાના કોડ, આણાં મોકલને મોરાર ૧
માગસરે મેલી ગયા રે, પ્રભુ મેલ્યાં માસો માસ.
વેલા વળજો વીઠલારે, કંઈ વેગે કરજો વાત;
આણાં મોકલને મોરાર, આણાં આણાં. ૨
પોસ મહીને પરહરી રે, પ્રભુ પ્રીતે ચાલ્યા જાય,
નવી નારી શું મન મોહ્યું, ત્યારે અમથી સર્યું કાજ;
આણાં મોકલને મોરાર, આણાં આણાં. ૩
માહામે માધવ સાંભર્યારે, પ્રભુ સાંભર્યા શ્રી ભગવાન;
સૈયર સંદેસો મોકલેરે, બેનીઓ આવ્યા જદુરાય,
આણાં મોકલને મોરાર, આણાં આણાં. ૪
ફાગણ ફુલ્યો ફુલડે રે, કંઈ ઘેર ઘેર ફાગ ગવાય.
આછા સાળુ પેરણેરે, કંઈ ઉડે અબીલ ગુલાલ;
આણાં મોકલને મોરાર, આણાં આણાં. ૫
ચઇતરે ચીંતા નવ ટળી રે, મારૂં ચીતડું વ્યાકુળ થાય.
મહીમરચું પાસે નથી, ત્યારે છોડ્યું કેમ રહેવાય;
આણાં મોકલને મોરાર, આણાં આણાં. ૬
વઈશાખે વંન મોરીઆં રે, પ્રભુ મોરી દાડમ દ્રાખ
કોયલડી ટોકા કરે, ત્યારે બેઠી આંબલી ડાળ;
આણાં મોકલને મોરાર, આણાં આણાં. ૭
જેઠ ઉનાળો તપે ઘણો રે, પ્રભુ ઘરમા કેમ રહેવાય

કાચે ગુંથ્યુ વીજાણો, ત્યારે કાને ઢોળુ વાય;
આણાં મોકલને મોરાર, આણાં આણાં. ૮
અસાડે ભલે ગાજીઓરે, કંઈ ગાજ્યો ગોર ગંભીર
ચોદશ ચમકે વીજળી, પ્રભુ એકે ન આધાર;
આણાં મોકલને મોરાર, આણાં આણાં ૯
શ્રાવણ વરસ્યો સરવડેરે, કંઈ નદીઓ વહે ભરપુર.
આગળ બહેની શંચર્યા, પછવાડે નંદકુમાર;
આણાં મોકલને મોરાર, આણાં આણાં. ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે, ભાદરણી સેહેરે જાય
અવળા કૃષ્ણજી ઘેર નહીરે, વાટ જુવે ઘરનાર;
આણાં મોકલને મોરાર, આણાં આણાં ૧૧
આસો અંગે સરૂપીયારે, બેની ઓ આવ્યો કહેવાય.
સૌપર સંદેસો મોકલરે, બહેની ઓ આવ્યા જદુરાય;
આણાં મોકલને મોરાર, આણાં આણાં. ૧૨
સોના કેરૂં મારૂં બેડલું જીરે, રૂપલા ઉઢાણી હાથ
સારોવર પાણી સંચર્યા, ત્યારે કંઠે ઉભા કાન;
આણાં ના આવ્યા મોરાર, આણાં આણાં શુંએ કરસ ગોરી
આણાં જોવડાં પાઓ, આણાંના નથી ઓરતા;
મારે નજરે જોવાના કોડ, આણા ના આવ્યા મોરાર. ૧૩
ધુપછાંપાળી મારી વેલડીરે, કંઈ ઉતરી સારોવર પાર.
કોણ કોણ આણે આવશે, મારો સસરો દીયરને જેઠ;
આણાં ના આવ્યા મોરાર, આણાં. ૧૪

અવળા કમજી નવ આવ્યા, ત્યારે હું રહી પગ હેઠ
લવીંગ સોપારી બળી ગયાં, એળચીએ ઉંડી લાય;
આણાં ના આંવ્યા મોરાર, આણાં આણાં. ૧૫
સાસરવાસો સળી ગયો, લાડુમાં પડીયા જીવ.
છાપલનો બળી ગયાં, મારી ચુંદડીના રંગ જાય;
આણાં ના આવ્યાં મોરાર, આણાં આણાં. ૧૬
કાળી અતલસનું કાપડું, સીવડાવ્યું શુકરવાર.
પેર્યું નથી પણ પેરશું, મારા દાદાને દરબાર;
આણાં ના આવ્યા મોરાર, આણાં આણાં. ૧૭
સસરા માથે સગ્ગા પડો, સાસુડી ડશીયો નાગ
જેઠ માથે વેઠ પડો, જેઠાણી જમનું બાણ;
આણાં ના આવ્યા મોરાર, આણાં આણાં. ૧૮
દીયરને આવી દીકરી પરણ્યાને ના આવી સાન.
નણદલને વાશી વળ્યું, પાડોશણ તરીઆ તાવ,
આણાં ના આવ્યાં મોરાર, આણાં આણાં. ૧૯
સોના તે કેરૂ મારૂ બેડલુંજીરે, રૂપલા ઉઢાણી હાથ,
સરોવર પાણી સંચર્યાં, ત્યારે કાંઠડે ઉભા કાન;
આણાં આવ્યારે મોરાર, આણાં આણાં શુંએ કરો ગોરી.
આણાં જેવડાં થાઓ, આણાંના નથી ઓરતા;
મારે નજરે જોયાન કોડ, આણાં આવ્યારે મોરાર. ૨૦
ઘુઘરીઆળી મારી વેલડીરે, કંઈ ઉતરી સરોવર પાર.
કોણ કોણ આણે આવીયું મારો સસરો દીયરને જેઠ;

આણું આવ્યાંરે મોરાર, આણાં આણું. ૨૧
લવીંગ સોપારી અતી ઘણાંરે મારી એળચી બીજી લાવ.
સાસરવાસા સમા કરો, લાડુડે અડબો બદામ;
આણાં આવ્યાંરે મોરાર, આણાં આણાં. ૨૨
છાપલ તો મારે અતી ઘણાંરે, મારી ચુંદડી બીજી લાવ
સાસરવાસા સજ કરયા, લાડુના ઉતરયા જીવ;
આણાં આવ્યાંરે મોરાર, આણાં આણાં. ૨૩
રાતી અતલસનું કાપડુ, શીવડાવું રવીવાર.
પેરયું નથી પણ પેરશું, મારા સસરાને દરબાર;
આણાં આવ્યાંરે મોરાર, આણાં આણાં. ૨૪
સાસુ મારી દેવકીરે, કંઈ સસરો શ્રી ભગવાન.
જેઠ મારો દરબારી, જેઠાણી ઘર પ્રધાન;
આણાં આવ્યાંરે મોરાર, આણાં આણાં. ૨૫
દીયેરને આવ્યો ઢીકરો, પરણ્યાને આવી સાન.
નણંદ સાસર વાસણી, પાડોશણ ચતુરસુજાણ;
આણાં આવ્યાંરે મોરાર, આણાં આણાં. ૨૬



## વ્હાલાજીના મહિના

કારતગ મારી મુંકી ગયા કુંવરે, સખી મુને;
હું તો જોઉં છું પિયુજીનો પંથરે, પળે પળે;
વરેહ વાધે ગાતાં ગુણ ગ્રંથરે, રાધા કહે; ૧

શહિયર માહારીરે, વાલમજી ઘરના આવ્યાજી સખી૦ ૧
માગશર માસે મંદિર ખાવા ધાયરે, સખી મુને;
મુંને કપડુંએ કશું ન શોહાયરે, વાહાલા વિના;
મારે પલક કલપસમ થાયરે, કોને કહું. સખી૦ ૨
પોષ માસે પીયુજી પરદેશરે, સખી માહરા;
હુંતો એકલડી કયમ રેહેશરે, આ રતપમાં;
મારૂં જોબન બાળે વેશરે, ફુલ્યું જોની સખી; ૩
માહે મન મળવા અકળાયરે, અલબેલાને;
ઢાંક્યું ધીકે કાળજનાં કહેવાય, દુઃખ કોઈને;
માહારાં રાત દીવશ રોતાં જાયરે, વાહાલા વિના; સખી૦
ફાગણ અબીલ ગુલાલે રંગ રોળીરે, કેસર ઉડે;
સામળીયા વિના સુની પડે ટોળીરે, સાહેલીની;
માહારે હૈયે પ્રગટીછે હોળીરે, આજની સખી૦ ૫
ચૈતરે ચંદ્રચંદ્રિકા ફુલી રહીછે વૃંદાવનમાં;
વેલ વૃક્ષાલતા રહી ઝૂલીરે, જુમનાજીમાં;
માહારે જોવાનું સુખ ગયું ઉલ્લીરે, પ્રીતમ પાખે; સખી૦
વૈશાખે વ્રજ સુનું સહુ લાગેરે, વ્હાલા વિના;
મુને વરેહનાં બાણ ઉર વાગેરે, કોને કહું;
માહારૂં એ દુઃખ કોઈથી ન ભાગેરે કરણ વિના; સખી૦
જેઠ માસે જવાળા ઘણી લાગેરે, કાલજડામાં;
વ્હાલાજીએ સોકય કરી છે સોભાગેરે, સુણતાં સખી;
આપણે સર્વ ઠરયાં નિર્ભગીરે, નટવર વિના. સખી૦ ૮

અષાડ માસે ગગન ઘન ગાજેરે, શરવ સુણિયો;
મોહન પાખે મારૂં મન દાજેરે, કોને કહું;
હું પીડાણી પ્રભુ નવ જાણેરે, વૃષારૂતું સખી૦ ૯
શ્રાવણ મસે શરવડે વરસેરે, સખી માહારૂં;
મન મળવા તે ઘણું તરશેરે, મોહનજીને;
દ્વાદેશ ન્યાહાળુ કયું ના દીસેરે દામોદરજી. સખી૦ ૧૦
ભાદરવે ભલી વીજળી ચળકેરે સખી જોને;
શોભા જોતાં આંસુડાં ઢળકેરે, કાજળ ધોકે;
જાણે પ્રભુનું પીતાંબર ઝળકેરે એવું દીસે. સખ૦ ૧૧
આશ્વન માસે તો રમવાને રાસરે, વ્હાલા આવ્યા;
વાહાલે પુરી સહુ પ્રેમદાની આસરે, આનંદ વાર્યો;
ગુણ ગાય દયો કૃસણનો દાસરે, જોડી કર;
સૈયર માહારેરે વાલમજી ઘેર આવ્યા. સખી૦ ૧૨



## શીવશંકર ભોળાના મહિના.

કારતકે કીરતી બહુ કરીએ, ભોળા તારૂં ધાન રૂદે ધરીએ
ભોળા થકી ભવસાગર તરીએ,આવોઆંવો શીવશંકરભોળા
શીર સોહે ફુલડાના તોરા, આવો આવો૦ ૧
હાથમાં ભભુતના ગોળા. આવો આવો૦ ટેક.
માગશરે માહા મંગળકારી, ભોળે સાધે લીધી છે તાળી;
ભોળા તારા મુખપર જાઉં વારી, આવો આવો૦ ૨

પોસે તો પ્રાણ થકી પ્યારા, રૂદે પકી નવ રહે વિસારયા;
શંકર મારી આંખ્યોથી પ્યારા. આવો આવો૦ ૩
માહા મહીને વસતપંચમી આવી, ગવરી તો ગુલાલું હું લાવી;
ભોળાને તો મન ગંગા અતી ભાવી. આવો આવો૦ ૪
ફાગણે ફાગ ખેલું હરશું, શામ મોરી માપા લાગી તમસું;
આવો હોળી ખેલું શંકરશું. આવો આવો૦ ૫
ચઈતરે ચીત ચરણે લાગ્યું, ભોળાનેતો નીત નીત સંભારૂં
શંકર મારા રૂદિયામાં રાખુ. આવો આવો૦ ૬
વઈશાખે વાર લાગી તમને, નરખવાનીતો હોંસ ઘણી હમને;
ભોળા શંભુ શું કહીએ તમને. આવો આવો૦ ૭
જેઠે તો જુગતી બની સારી, નારી પેહેરી કોસંબા સાડી;
જટામાં તો ગંગ વશે પ્યારી. આવો આવો૦ ૮
અસાડે ગગન ગરજ ભારે, મોરલીઆતો વાણ ટઉકરે
શંકર મારે કરમે લખ્યા ભારે. આવો આવો૦ ૯
શાવણે શીવની બની શોભા, ચાલો જઈએ સોમેસર જોવા;
શંકર મારાં ભવનાં દુખ ખોવા. આવો આવો૦ ૧૦
ભાદરવેતો ભાંગ તણા ભોગી, હરખ અંગે ઉભીઆં શીવ જોગી;
માહારી શુધ લેજો શીવ ભોગી. ૧૧
આશોએ અંગ ઉડે અગની, ભોળા વિના કેમ રહેશે સજની
કેમ જાય દીવસ કે રજની. આવો આવો૦ ૧૨
એ પદ કોઈએ નવ ગાયો, ભોળો સૌ સચ્ચિદાનંદને મન ભાવ્યો;
તારો ગુણ રણછોડે ગાયો. આવો આવો૦ ૧૩

# મહિના

## ભણવાના ગુણ તથ ઇચ્છાવરની રીત વિશે.

કારતગ માસે મેલી ચાલ્યા કુંપરે વાલાજી,

એ રાગ છે.

### માસ ૧

ચૈત્ર માસે ચીત્રલેહાની, ચતુરાઇરે ગુણવંતી;
આ ગુણ તેના ગણી શકુ નહી ગાઇરે,સુણ ગુણવંતી ૧
ચીતમાં ચેતી લેજો સરવે વાણીરે, ગુ૦
આ ઓખાને ઇચ્છા વર આપ્યો આણીરે સુ ગુ૦ ૨
ચીત્રકળાથી આળેખ્યા બહુ ચીત્રરે, ગુ૦
આ ચીત્રલેહા તો ઓખા કેરી મિત્રરે; સુ ગુ૦ ૩
ભણી હતી જો ભામની ગુણનો ગાયરે, ગુ૦
આ પ્રભાશંકર કહે આણી આપ્યો(તેણે)નાથરે સુ ગુ૦ ૪

### માસ ૨

વૈશાખ માસે વિખ કેડાને વીખીઆરે, ગુ૦
આ કામનીએ કાળજામાં લેખજો લખીઆરે; સુ ગુ૦ ૧
ઇચ્છાવરનું સુખ ઘણું છે સારૂરે, ગુ૦
આ ભણ્યા થકી તો વરીએ વરને ચારૂરે, સુ ગુ૦ ૨
પુરણ પુન્યે સરખુ જોડું મળશેરે, સુ૦
આ શીતડું તેનું કોઇ કાળે નહી ચળશેરે; સુ ગુ૦ ૩

ભણ્યા પછી તો શીપળવ્રતને પાળેરે, ગુ૦
આ પ્રભાશંકર કહે અવર વર નહિ ભાળેરે; સુ ગુ૦ ૪

માસ ૩.

જેઠ માસે જગમાં જેનું નામરે, ગુ૦
આ રૂકમણીએ કીધું રૂડું કામરે; સુ. ગુ૦ ૧
કુંદનપુરથી કાગળ લખીઆ એકેરે, ગુ૦
આ સખીએ સુણ્યો ગોરને કરી વિવેકરે; સુ ગુ૦ ૨
માત પીતા તે વાત ન જાણે છાનારે, ગુ૦
આ ગૌરડીની કોઇ દેખે નહિ પગ પાનારે; સુ ગુ૦ ૩
ઇશ્છાવરથી સુખ પામી પછી શામારે, ગુ૦
આ પ્રભાશંકર કહે ભણી હતી જો ભામારે; સુ. ગુ૦ ૪

માસ ૪.

અશાડ માસે હુશ થયો દાતારરે, ગુ૦
આ દમયંતીને નળ મળ્યો ભરથારરે; સુ૦ ગુ૦ ૧
દેવ તજીને ભજીયો તે નળ ભુપરે, ગુ૦
આ સારખુ જોડું સરખે સારખુ રૂપરે; સુ૦ ગુ૦ ૨
દુત રમેથી સુત મેપરમાં માલેરે, ગુ૦
આ વિજોગના તો ભાલા રૂદિયે શાલેરે; સુ૦ ગુ૦ ૩
પીઉને કાગળ લખીઆ પુરણ પ્રીતેરે, ગુ૦
આ પ્રભાશંકર કહે સાંભળજો એક ચીતેરે; સુ૦ ગુ૦ ૪

## માસ ૫.

શ્રાવણ માસે સીતા પાંડવી ભણતીરે, ગુ૦
આ અગણીત વિદ્યા અકલ થકી એ ગણતીરે; સુ ગુ૦ ૧
મુરખ વરને પરણાવીતી તાતેરે, ગુ૦
આ ભણી હતાતો ફંદ ભણાવ્યો જાતેરે; સુ ગુ૦ ૨
બાળા બુધીવાળી હતી જો શાણીરે, ગુ૦
આ જગ બધેનો જુવતિને વળી જાણીરે; સુ ગુ૦ ૩
ભણ્યા થકીનો ભાગે ભવનું દુખરે, ગુ૦ ૪
આ પ્રભાશંકર કહે પામે સ્વર્ગનું સુખરે; સુ ગુ૦ ૪

## માસ ૬.

ભાદરવેનો ભદ્રા ભોળી જાણીરે, ગુ૦
આ સેઠ હતો તે જાણો સંઉકા શાણીરે; સુ ગુ૦ ૧
છળ ભેદ વળી છેતરવાને આવ્યોરે, ગુ૦
આ લાખોજી વણજારો સંગે લાવ્યોરે; સુ ગુ૦ ૨
કેફ કરાવી લાખો જાતે જુઠરે, ગુ૦
આ ચતુર ચેતી ચીતમાંથી નહી ચુકરે; સુ ગુ૦ ૩
ભણ્યા થકીતો ભામનીએ ભય ટાળ્યોરે, ગુ૦
આ ફંદ કપટનો કાંટો તેણે બાળ્યોરે; સુ ગુ૦ ૪

## માસ ૭.

આસો માસે અબળાજાતી આપરે, ગુ૦
આ દ્રપદ તનયા એવી છે તે છાપરે; સુ ગુ૦ ૧

મછવેદને કીધો અરજુન આપરે, ગુ૦
આ દુરીયોધનને ધીકધીક ખરુ થાયરે; સુ ગુ૦ ૨
પતીવ્રતાનો ધર્મ સતીનો પાળેરે, ગુ૦
આ ખટ મારામાં અન્ય પતી ન ભાળેરે. સુ ગુ૦ ૩
સતી દ્રુપદી સત્યતણો ભંડારરે, ગુ૦
આ પતી તણીનો સતી જુઓ ભવતારરે; સુ ગુ૦ ૪

માસ ૮

આ ફાલ્ગુન માસે રત્નકળાની રીત્યોરે, ગુ૦
આ સોલભરા જે પૂરણ પાળી પ્રીત્યોરે; સુ ગુ૦ ૧
વેદકળાની વિદ્યા વનિતા ભણતીરે, ગુ૦
આ ગુણ ગુણનો ગ્રંથ કરીને ગણતીરે; સુ ગુ૦ ૨
જાત પ્રીતને કરતણું ઘર જાણેરે, ગુ૦
આ જ્ઞાન જ્ઞાનને માનુની તે માણેરે; સુ ગુ૦ ૩
શાસ્ત્રી ભણીને કીધો ગર્વનો છેદરે; ગુ૦
આ પ્રેમ ભરેલો પામીતી જો કંથરે, સુ ગુ૦ ૪

માસ ૯.

માગશીર માસે મિરાબાઈની કવિતારે, ગુ૦
આ જુગમાં જાણે જેવો શોભે સવિતારે; સુ ગુ૦ ૧
જ્ઞાન કળાનાં ગીત ઘણેરાં ગાતીરે, ગુ૦
હરીભજનમાં હીરે તે મદમાતીરે; સુ ગુ૦ ૨
વીખના પ્યાલા મીરાંબાઈએ પીધારે, ગુ૦

આ ભક્તિબળથી અમૃત-ફળીએ ઝીધારે; સુ ગુ૦ ૩
વ્રજભાષામાં ઘણી કરીએ કુમતીરે, ગુ૦
આ પ્રભાશંકર તણી મીરાએ ઘુમતીરે; સુ ગુ૦ ૪

## માસ ૧૦

પોશમાસે રાધા સારૂં ભણવુરે, ગુ૦
ગીત વિશેનો ચાતુર બાળો બણવુરે; સુ ગુ૦ ૧
વૃંદ્રવનમાં રાધે રમવા જાયરે, ગુ૦
આ સૌંરવ સખીને પોતે સુરૂપ થાયરે; સુ ગુ૦ ૨
ઇચ્છા વરને વરિયાં રાધા રંગરે, ગુ૦
આ મન માન્યાથી પરણ્યા તેની સંગરે, સુ ગુ૦ ૩
સતી ધરમમાં રતી કાંઈ નવ ચુકેરે, ગુ૦
આ પ્રેમ પ્રફુલી વાડી જાણે મુકેરે; સુ ગુ૦ ૪

## માસ ૧૧.

માહા મહીનામાં સીતા સુંદર વરિયાંરે, ગુ૦
આ રામ રાયની પાસેતો ઠીક ઠરિયાંરે; સુ ગુ૦ ૧
પતી વચને ઓળંગે નહી રાણીરે, ગુ૦
આ સતી થવાની એજ ખરી એંધાણીરે; સુ ગુ૦ ૨
વનમાં વસીયાં પતીની સંગે પ્રીતેરે, ગુ૦
આ પાન ફુલને ફળ આરોગ્યાં રીતેરે; સુ ગુ૦ ૩
રામ ભજનમાં રામા રહે ભરપુરરે, ગુ૦
આ નિરમળ મળ વરણીતણે એવું નુરરે; સુ ગુ૦ ૪

## માસ ૧૨.

સરસ્વતીનો સાગળે રહી છે વ્યાપીરે, ગુ૦
આ થાવર જંગમ સઘળે ફાગણુ વ્યાપીરે; સુ ગુ૦ ૧
સકળ ભવનમાં વાસ વસે તું શાણીરે, ગુ૦
આ તુજવીનાનો પાપ બધું ધુળ ધાણીરે; સુ ગુ૦ ૨
તુજ પક્ષીનો પંડીત પામે માનરે, ગુ૦
આ રાગ રાગણી તુજથી પાપ ગાયનરે; સુ ગુ૦ ૩
શારદ સુંદરી તુજને પાએ લાગેરે, ગુ૦
આ પ્રભાશંકરનો કવિતા કરવી માગેરે; સુ ગુ૦ ૪

સમાપ્ત